॥ श्रीकृष्णायनमः ॥
॥ श्रीवल्लभप्रभुपादपंकजायनम. ॥

श्रीयमुनायनमः श्री श्रीगोपीजनायनम

# पुष्टिमहारसाब्धि.

( गद्य पद्य. ) भा० १.

गोस्वामीश्री १०८ श्रीव्रजरत्नलालजी
महाराजनी आज्ञाथी.

लेखक
तथा
प्रकाशक

मुख्याजी भाइलाल छगनलाल व्यास.
मु. मातरवाला जी. खेडा.
हाल मु. नवसारी.

कीं. रु. १-०-०

# વિષયાનુક્રમણિકા.

વિષય.

॥ શ્રીગોપીજનવલ્લભાયનમઃ ॥

श्रीमदाचार्य चरणा विजयन्ते

श्रीमद् गोस्वामी कुलकौस्तुभ. श्री १०८ श्रीव्रजरत्नलालजी

महाराजश्रीनी आज्ञानुसार

# પુષ્ટિમહારસાબ્ધિ

## (ગદ્ય–પદ્ય) ભા. ૧

(શ્રીહરિરાયજીકૃત, શ્રીયમુનાષ્ટક નિરૂપણ તથા શ્રીવિઠ્ઠલેશપ્રભુ વિરચિત વિજ્ઞપ્તિઓ તથા ત્રયોધ્યાયિ ગીતા તથા છાન્દોગ્યોપનિષત્ પ્રપાઠક આઠમો તથા શ્રીવ્રજપતિસંયોગ વિયોગરસ કાવ્યામૃતથી ભરપુર આ ગ્રન્થ, આબાલ વૃદ્ધ ઉપયોગી છે.)



પ્રણેતા તથા પ્રકાશક

**મુખ્યાજી ભાઇલાલ છગનલાલ વ્યાસ.**

મુ. માતરનિવાસી હાલ મુ. નવસારી.



સંવત–૧૯૮૩–વલ્લભાબ્દ ૪૪૮ સને ૧૯૨૮.

પ્રત ૨૦૦૦]  [પ્રથમાવૃત્તિ

કીં. રૂા ૧–૦–૦.

# अर्पण पत्रिका.

गो०पीजन रस्ते मारे जवा, निष्कंटकमार्ग बधो करजो;
श्री व्रजरत्न प्रताप विमल यश, अंगीकृत ठारी ठरजो. १
व्रजपति केली कलारस गाने, मुज अंतर सुस्थिर करजो;
जन्म सुफल जीवनेश करी, सकलविषय रस परहरजो. २
इति रसभरी एकचाह रसीली, श्रीनाथ विषे मारी करजो;
वदन तपावी तारी परिक्षक, निज जाणी स्वामि वरजो. ३
नथी राज तोषक रंचककृति, निजबल दीन समिप करजो;
लाडसेवेला नंदलाल विण, लालच उदय थती हरजो. ४
ललित धीर उदार अवयदा, मुजथी कृपणता ना करजो;
जीवन धन सर्वस्व तमो, तुव चरणभक्ति उर मुज भरजो; ५
अर्प्युं पुष्टिमहारसअब्धि, हे गुरु अंगीकृत करजो;
श्री वल्लभ वंशजे व्यास उर, आप कृपाथी नित वळजो. ६

भजनीयः सदा कृष्णः यशोदोत्संग लालितः ॥
इति कृष्णास्य सिद्धान्तो मुक्तावल्यां विराजते ॥१॥
लालसा रक्षणी यातु श्रीमुखा लोचने दृढा ॥
लक्षं स्थाप्यं वल्लवीशे जगत विस्मृति पूर्वकम् ॥२॥
भाषणं नाऽस्ति कर्तव्यं फलेषु बाधकत्वतः ॥
इन्द्रियाश्च विनिग्राह्य इति वाक्यानुसारतः ॥३॥
इत्थं श्रीवाक्य ते ज्ञात्वा तदाकांक्षिभिः सर्वदा ॥
गाथ मंत्रानु संधानं विधेयं तादृशैः सह ॥४॥
नगधृक् सर्व भावेन सुधर्तव्योहि मानसे ॥
लाभ पुजार्थ यत्नाश्च यदाभक्तो भवंतिर्हि ॥५॥
लभते न दृढां भक्ति विशेषे कुपितो हरिः ॥
अतः एवं न कर्तव्यं सर्वथा भगवज्जनैः ॥६॥

दा०दा०ना सप्रेम कोटिशः साष्टांग दंडवत प्रणाम.

श्रीगोकुलेन्दुर्जयति.

# ગ્રન્થોપહાર.

## કારણ શિવાય કાર્ય ઉપસ્થિત થતું નથી.

૧—શ્રીયમુના સ્વરૂપ નિરૂપણ નામક શ્રીરિરાયજી મહાપ્રભુજીનો ગ્રન્થ એમ લખાયો કે, લોક વેદ અને ભગવત્સેવા સહાયક લેખકની અંગનાને શ્રીયમુનાજીના સ્વરૂપ પ્રતિ શરણાંગતિવાળી આર્તી વધીપડવાથી અમો આ પુરૂષ પરસ્પર શ્રીયમુનાજીના રૂપમાધુર્યનો વાર્તાવિનોદ કરતાં કરતાં શબ્દ સ્વરૂપમાં શ્રીયમુના સ્વરૂપ આળેખાયું, તે કેવળ લેખકના પરિકરને પાનાર્થજ તથાપિ પ્રસંગોપાત્ કેટલાક ભાવુકોના પ્રેરવાથી તત્સ્વરૂપાધિકારી ભક્તોના સમીપ મુકવા તક મળી. હૃદયમાં જેટલા પ્રમાણમાં શ્રીયમુના સ્વરૂપ પ્રાપ્ત, તેટલા પ્રમાણનાં આભુષણોથી અલંકૃત શ્રીયમુના સ્વરૂપ આ ગ્રન્થમાં શબ્દસ્વરૂપે બિરાજે છે. તેને મૂળ સ્વરૂપની સાથે એકતા કરી દર્શન કરનારને કોઈ અવનવો સ્વાદ આવશે. ભુલ્યો જોનારનો જન્મ ભુલ્યો જોવામાંજ ખેંચાઈ જાય છે; અને જેના ભાગ્ય ખુલી ગયાં હોય છે તેઓ સત્ય વસ્તુ સારવી લઇ, પરમાનન્દ પામતો ચાલે છે.

શ્રીયમુનાજીનું મૂળસ્વરૂપ શ્રીવલ્લભાચાર્યજીએ શ્રીયમુનાષ્ટકના સાતમા શ્લોકમાં स्मरश्रमजलाणुभिः કરી વર્ણવ્યું છે તેને અવલંબી શ્રીગોસાંઇજીએ શ્રીયમુનાષ્ટપદીમાં અને શ્રીરઘુનાથજીએ નિજકૃત શ્રીયમુનાષ્ટકમાં તથા શ્રીહરિરાયમહાપ્રભુજીએ શ્રીયમુનાવિજ્ઞપ્તિ કરી વિવિધ નામ સંયુકત તેમના ગુણ સ્વરૂપ ભેદ બતાવ્યા છે. તે યથામતિ

શ્રીગુરૂ કૃપાપ્રસાદવડે આ ગ્રન્થની ટીકામાં વર્ણવ્યા છે. અહો ભાગ્યવાન ઉત્તમ રસનું પાન કરી કોઇ ઠેકાણે હું જીવનો વિચારદોષ થયો હોય, તેની ક્ષમા (શ્રીયમુનાજીના શરણાંગતિવાળા બળથી) પાઠક વૃન્દ આપશે.

૨—શ્રીવિઠ્ઠલેશપ્રભુચરણકૃતવિજ્ઞપ્તિયો પણ તેમજ લખાઇ છે. ભક્તજનોનું પરમ જીવનફલ છે તે પદ્યમાં લખેલ છે. સંગીત રસાસ્વાદ નિમગ્ન અને કંઇક અંશે ભગવદ્ વિયોગની સ્ફુર્તીવાળાને રસમાં વૃધ્ધી કરી શ્રીકૃષ્ણ વિયોગ રસની રેલછેલ કરે તેવો વિયોગરસ છે.

૩—શ્રીકૃષ્ણના વચનામૃતરૂપ શ્રીગીતાશાસ્ત્રના અધ્યાયત્રય નવમો, બારમો અને અઢારમો એમ ત્રયોધ્યાયિગીતા આ ગ્રન્થમાં પરમરસિક કાવ્યરસવેષ્ટિત છે.

૪—સકલ બ્રહ્માંડના સ્વામિ પરબ્રહ્મનું મહાત્મ્ય જ્ઞાન તથા પરમ દૈવતપણું દર્શાવતું શ્રીસમાવેદિયછાન્દોગ્યોપનિષત્ આઠમો પ્રપાઠક સમ્પૂર્ણ પદ્યાવૃત ઉપનિષદોની વાનગીરૂપં કરી મુકયો છે. તે પરમાનન્દ આપે તેવો છે.

૫—શ્રીવલ્લભપંચાક્ષરસ્તોત્ર કાવ્યરસ પૂર્ણ છે.

૬—શ્રીયમુનાષ્ટક ગજલે ગુંથેલું છે, સિતઋતુવર્ણન, શ્રીગુરૂસ્તુતિયો, શ્રીપ્રભુનાં સંયોગીકરણ પદ્યો તથા વિયોગ જનિત વેદના ઉપસ્થિતકર કાવ્યો અનેક રસાલંકાર સંયુત આ ગ્રન્થમાં સજાયલાં છે તેનો રસ લેનાર અધિકારીને જરૂર સાચી ચોટ લાગી લલિતધિર અત્યુદાર શ્રીવલ્લભ પ્રભુજીની કૃપાકણિકામળી, શ્રીકૃષ્ણની વિવિધ કેલી રસ ભર્યા લીલા ચાતુર્યમાં ચિત્ત સરી જઇ નિરોધ પામે છે તે. નિઃસંશય છે.

આ વિશ્વમાં પ્રેમભક્તિનો પ્રકાશ કરનાર ભક્તો ઘણા થઈ ગયા છે; અને છે. તેઓ સર્વેએ પોતાનું આયુષ્ય અલ્પ છે અને શાસ્ત્ર વિદ્યા અનંત છે, એમ જાણી, જેમ હંસ નિર અને ક્ષીર જુદા પાડી, ફક્ત દુધનુંજ પાન કરે છે, તેમ ભક્તોએ પણ અનંત વિધ શાસ્ત્રવિદ્યાના તત્વરસને નિચોવી, પાન કરી હૃદયમાં પચાવી, પચવેલા મહારસનું ગદ્ય અને પદ્ય સ્વરૂપે વહેણુ વહેવડાવ્યું છે.

શ્રીપ્રભુએ પોતાના વિશ્વમાં વિવિધ અધિકારી ભક્તો રચ્યા છે; તેવા દેવો પણ પ્રકટ કર્યા છે; સૌ ભક્તો પોતાના આત્મ સંતોષાર્થ વા કલ્યાણાર્થ અધિકારાનુંસાર નિજ ઇષ્ટસ્વરૂપમાં પ્રેમાર્તિ કરી ઇષ્ટપદે પહોચી વળ્યા છે.

ગ્રન્થના મુખ્ય દૃષ્ટિબિન્દુપર આવી પદ્યરસ જોઇએ તો, છીતસ્વામી, ગોવિન્દસ્વામી, નંદદાસ, પરમાનન્દદાસ, કુંભનદાસ, ચતુર્ભૂજદાસ, કૃષ્ણદાસ, સુરદાસ, તથા દયારામાદિ, શ્રીકૃષ્ણ કૃપારસ ભીના થઇ રહેલા તેઓએ, શ્રીકૃષ્ણ કૃપારસ મહોદધ્યામૃતનું પાન કરતાં, પોતાના રસિક રસપૂર્ણ થયેલા હૃદય સિન્ધુમાંથી, ઉદાર દીલથી, સ્વદેશી ભક્ત પાનાર્થ, રસ છલકાવ્યો; તેનુ અમૃતમય અમંદ ઝરણ પદ્ય સ્વરૂપે સૃષ્ટિમાં રેલાઇ રહ્યું છે. ભાગ્યવાન તેનું પાન કરી કૃતાર્થ થાય છે.

પ્રિય પાઠક વૃન્દ ! એવા શ્રીકૃષ્ણરસામૃત પાની ભક્તોના કૃપા પ્રસાદવડેજ લેખક હૃદયના ઉદ્દગાર-કિંતુ શ્રીકૃષ્ણ પ્રેમ રસાવિષ્ટ ભક્તિ જ્ઞાન, વૈરાગ્યથી પૂર્ણ છલકાતાં પદ્યો આ પુષ્ટિમહારસાબ્ધિગદ્યપદ્ય, નામક ગ્રન્થમાં સજ્યાં છે. અને સાથે શ્રીકૃષ્ણલીલા સામગ્રી સહાયક સ્વરૂપોનાં યશોગાન ગદ્ય પદ્યમાં છે.

આ ગ્રન્થમાં રહેલાં ગદ્ય અને પદ્ય ઉભયનું મનન કરવાથી શ્રીયમુનાજી, શ્રીઆચાર્યજી, શ્રીવિઠ્ઠલેશ પ્રભુ ચરણ, શ્રીનાથજી અને લીલામધ્યપાતિ ભક્તોના સ્વરૂપનો ગુઢરસ ભાવ, અધિકાર પરત્વે જ્ઞાત થાય છે. તેણે કરી હરિગુરૂ અને ભક્તોમાં ભક્તિભાવ વૃધ્ધિ પામે છે.

કર્મ ભૂમિપર પ્રકટ થયેલાં ગોપીજનના દિવ્ય રંગીલા પ્રેમની પરાદશાનું જ્ઞાન કરી તેમને માર્ગે જવું હોય તેને આ ગ્રન્થ બસ છે. ગોપીજનોની શ્રીકૃષ્ણ વિષે થયેલી પરાદશા તેનું જેને યથાર્થ જ્ઞાન થાય છે તેનો ભવરોગ જાય છે.

ભાવુકોનાં પ્રેમરસિકકાંકાવ્યોમાં અને દુનિયાને વિપરિત મોહ પ્રકટ કરનાર કાવ્યોમાં શુંભેદછે. તેનું તાર્તમ્ય પાઠક વૃન્દ પોતેજ કરી લેશો.

સંગીત એ રસ છે, પ્રેમની માધુર્યમૂર્તી છે, દુઃખીનાં દુઃસહ દુઃખ હરનાર ધનવંત્રી છે. હૃદય અને શ્રવણને વશ વર્તાવનાર મહનરાજ છે. સંગીત અતિ ચાતુર્ય શીખને શીઘ્ર સુગમ્ય છે. આબાલવૃદ્ધસર્વને, અતિપ્રિય સંગીતછે એ જરૂર પંચમ વેદ છે. સર્વનાહૃદયમાંથોડાકેવણો સંગીત રસ હોયછેજ.

સંગીતસોહાગ બે પ્રકારનોછે. એકલૌકાયલિક અને બીજો ભગવદ્‌વિષયક—લૌકાયલિક સંગીતરસ લોકપ્રિયતા પૂર્વક લૌકિક લોમાર્તીવાળો છે તે વિપરિત રસ્તે દોરી જઇ, નાસ્તિક બનાવી ફક્ત રાગ રંગ મોજ મઝામાં મસ્ત કરી દે છે. તે શિવાય ઈતર ફલ આપતો નથી.

ભગવદ્‌વિષયક સંગીત રસ, પ્રાકૃતસર્વેવિષય લોગ છોડાવી, મદનાધિક સુન્દર,રાસરસિકમણિનૃત્યપરાયણ પ્રાણનાથ શ્રીકૃષ્ણમાં તન્મય કરે છે. અને આત્મ સંપૂર્તી પૂર્તક સર્વ વિષયોનું વિસ્મરણ કરાવે છે. લાયકાત કમ ગ્રન્થના આન્તર પટમાં રહેલા તત્વનું તાર્તમ્ય કરી શકતા નથી અને કેટલાક

કરી શકે છે, તો ભગવત્કૃપાબળ કમ હોવાથી ઉત્કર્ષ સહન કરી શકતા નથી તેથી લેખકે નાઉમેદ થવું નહિ.

**શ્રીયમુનાવિજ્ઞપ્તિકાર ગોસ્વામિ શ્રીહરિરાયજીમહાપ્રભુ.**



દોહરો.

ગ્રહે સજ્જનો સાર શોધી બધેથી, વળી દુર્જનો છીદ્ર શોધે ખુશીથી;
રૂડા હંસ લે દુધનો સાર કાઢી, ભુંડા કાગડા ચાંદુ શોધે અનાડી. ૧

श्रीमदाचार्यचरणकमलेभ्यो नमः।

# श्रीपुष्टिमहारसाब्धि





## श्रीवल्लभपंच[illegible]

### સારંગ

હે ગોપીપતિ ! હે કૃષ્ણાનન ! હે વિરહાનલ ! કૃપાનિધિ;
હે અલૌકિક ! નિજાનન્દ હે ! મમાચાર્ય તવશરણે છું. ૧
શ્રીકૃષ્ણઅધર સુધાના રસથી, પરિપૂર્ણ શ્રીઅંગભર્યું;
શ્રીભાગવતરસ ભાવ રસાબ્ધિ, વૈશ્વાનર તવ શરણે છું. ૨
રસાત્મક રસરૂપ પ્રભુની ભાવાર્તિમય સેવાદર્શક;
પ્રેમભાવથી પ્રાપ્ત પદામ્બુજ, દૈવોદ્ધાર તવ શરણે છું. ૩
નયનાગ્રે કરૂણા દૃષ્ટિથી, નિજજન અપાર અઘનાશક;
હે નિઃસાધન જનના સ્વામિ ! દીનદયાળ તવ શરણે છું. ૪
હે મધુરાનન ! દૃગાગ્રમધુરતા, કવિકુલથી નવ વરણી જાય;
મધુરોષ્ટ સર્વાંગ મધુરમય, સર્વજ્ઞ સદા તવ શરણે છું. ૫
માત્ર દૈન્યથી પ્રસન થનારા, દૈન્ય માર્ગના છો બોધક;
દીનતા પૂરણ હૃદયવાનઓ ! મહોદાર તવ શરણે છું ૬
અંગીકૃત જનના અપરાધો, પરિહારકર, ઓ સમરથ !
બાંહ્ય અઘાની લાજના રક્ષક, વેદ પારંગ તવ શરણે છું. ૭
ભક્ત સમગ્રે સેવ્યા પદામ્બુજ, અદય કુલદ્ગ લક્ષ્મણનંદ;
વ્યાસવર્ગો સર્વાત્મ ભાવથી, આખિલ અઘહર તવ શરણે છું. ૮

॥ श्रीवल्लभायनमः ॥
॥ श्रीय[illegible]नाविज्ञप्ति ॥
॥ श्री[illegible]ष्णायनमः ॥

मुलम्० कृष्णां कृष्णसमां कृष्णरूपां कृष्णरसात्मिकम् ।
[illegible]ष्णलीलामृतजलां कृष्णसंबंधकारिणीम् ॥ १ ॥

આ ગ્રન્થના આરંભમાં કૃષ્ણાયનમઃ કરી આરંભવાની ખાસ જરૂર એ કારણથી છે કે:–શ્રીપ્રભુનું નામ શ્રીકૃષ્ણ છે એવા रसो वै सः, आनंदमात्रकर पाद मुखोदरादिः, રસરૂપ પરબ્રહ્મ શ્રીકૃષ્ણને સર્વવિધ વરેલાં એવાં શ્રીયમુનાજીનું નામ કૃષ્ણાં છે. તે કૃષ્ણાં નામથી આરંભીને શ્રીયમુનાજીનાં સર્વ સામર્થ્યવાળાં નામો જપી શ્રીયમુનાજીની શરણાગતિ યાચુ છું.

कृष्णाम् १

હે શ્રીયમુનાજી! આપ શ્રીકૃષ્ણમય હોવાથી કૃષ્ણા નામ ધારણ કરો છો. કૃષ્ણ કૃષ્ણમય હોય તેને જ કૃષ્ણાં કહેવાય. હે કૃષ્ણે ! હું આપને શરણ છું. ૧

[illegible]ष्णसमाम् २

હે શ્રીયમુનાજી ! આપ શ્રીકૃષ્ણ સમાન છો. જેવા શ્રીકૃષ્ણ શ્રી, ઐશ્વર્ય, યશ, વીર્ય, જ્ઞાન વૈરાગ્યાદિ ષટ્ગુણ સંયુક્ત છે, તેવાં આપ સર્વગુણોપેત છો, વળી રસમય ધર્મીસ્વરૂપ શ્રીકૃષ્ણ જેવા કર્તું અકર્તું અન્યથા કરતું છે. પોતાના રસરૂપ શ્રીઅંગમાં અનેક રાસાદિલીલા સામગ્રી રહેલી છે, તેમાંથી જેવી જેવી લીલા કરવા વિચારે છે તેવાં તેવાં લીલાવિષ્ટ સ્વરૂપો એક નિમિષમાં પ્રકટ કરે છે, અને જેમ કોઈ બાળક પોતાના ઓળા સામે રમે, તેમ આપશ્રી આપની સાથે રમે છે; તેમજ હે શ્રીયમુનાજી !

આપ પણ આપના શ્રીઅંગમાંથી અનેક યુથ પ્રકટ કરો છો અને અનેક યુથ સંયુત શ્રીકૃષ્ણકેલીરસ વિસ્તારો છો. એવાં પરમ અલૌકિક સામર્થ્યવાળાં લીલામધ્યપાતિ હે શ્રીયમુનાજી! આપ શ્રીકૃષ્ણ સમાન છો. "**श्रीकृष्णसमानायै नमः**" કરી હું આપને શરણ થાઉ છું. ૨

## ...ष्णरूपाम् ३

શ્રીકૃષ્ણે શ્યામ સ્વરૂપ ધારણ કરી પોતાનો સર્વ રસ છુપાવ્યો છે. તેમજ હે શ્રીયમુનાજી! આપે પણ શ્યામ સ્વરૂપ ધારણ કરી, લીલા નિકુંજાદિક સર્વ રસ આપના શ્રીઅંગમાં છુપાવ્યો છે. એટલે કોઈને સાધારણ ભાવથી દર્શન થાય તેમ નથી, પરંતુ આપના અનન્ય ભક્તોને પુનિત કરી ન દેવાય તેવાં સર્વવિધ સામર્થ્ય આપી. હે શ્રીયમુનાજી! આપનું આધિદૈવિક પરમ કમનીય સ્વરૂપ, જે શ્રીકૃષ્ણ લાવણ્યામૃત સમાન છે તેનું દર્શન આપી ભક્ત જીવનના સર્વ મનોરથ પૂર્ણ કરો છો.

હે શ્રીયમુનાજી! તમારૂં રૂપતો સુંદરતાનો સાગર છે. તમને જોઇને નગને ધારણ કરનાર અનેકશઃ નાગરીયોનો નાગર, રસિકપુરન્દર આપના રૂપ મહોદધિમાં કુદી પડી તલ્લીન થઈ આધીનવર્તી બનેલ છે. તમારા વિના એક પણ લીલા કરવામાં જેમને ચેન પડતું નથી. હે રૂપના ખજાનારૂપ શ્રીયમુનાજી! તમારા રસમયરૂપની સીમા એક મુખે વર્ણવી શકાય તેમ નથી. કારણ તમારૂં બીજ સ્વરૂપ કોઈ વિલક્ષણ અવનવું છે. આપશ્રી ઉપર સકલ બ્રહ્માંડની શોભા વારી નાખીએ, તો પણ હીસાબમાં નથી. આપ તો મદનાધિક સુંદર, યુગલ સ્વરૂપ શ્રીકૃષ્ણના શ્રમ સ્વેદ રૂપ પ્રાદુર્ભવેલાં છો.

વળી વિશેષ સ્પષ્ટ કરીએ તો નિરંતર રસિકભક્તજનના તાપ હરનારા રાસરસસાગરપ્રભુ ભક્તવૃન્દ સંગે વિવિધ રંગે વિલાસ કરતાં શ્રી૦ગો૦કૃ૦( **रतिभर श्रमजलकोवित**—વળી શ્રી૦વ૦કૃ૦ **स्मर-श्रमजलाणुभिः सकलगात्रजैः संगमः** ) શ્રી અને કૃષ્ણના રૂપરસ શ્રી અંગમાંથી શ્રમજલબિન્દુઓનાં ઝરણાં વહેવા લાગ્યાં એજ બીજરૂપ જેમનું છે; એવા કોટિકન્દર્પલાવણ્ય સર્વરસધર શ્રીકૃષ્ણના સ્મરશ્રમજલબીજમાંથી શ્રીકૃષ્ણલાવણ્યામૃત સિન્ધુરૂપ, શ્રીયમુનાજી હોય તેમાં આશ્ચર્ય નથી. હે શ્રીયમુનાજી ! આપના શ્રીઅંગમાં સર્વત્ર શ્રીકૃષ્ણલાલિત્ય રૂપતા છે એવાં આપને વિષે મારો—અનન્ય ભકિતથી અખંડ મોહ થાવ, કે જેના પરિણામે મને મુખ્ય શરણાગતિ મળે અને જન્મમરણાદિ આપદા ટળી જાય. હે શ્રીયમુનાજી આપના મધુરાતિમધુર રૂપસૌંદર્યને નમનકરૂં છું **श्रीकृष्णरूपा-यैनमः** હે શ્રીકૃષ્ણરૂપધર શ્રીયમુનાજી !. મને વિના લાલચે આપના શરણમાં નમેલો રાખજો. ૩

**कृष्णरसात्मिकाः** ૪

રસાત્મક સદાનંદ સર્વગુણવિશિષ્ટ ગુણાતીત સ્વયં સર્વ રસપૂર્ણબ્રહ્મ સર્વાકાર સ્વરૂપની સર્વ ક્રિયા આધિદૈવિક છે. સર્વ ક્રિયાના આધારરૂપ, સર્વભવનસમર્થ મદનાધિકસુંદરના જ શ્રીમુખમાંથી વેદનિશ્વાસરૂપે પ્રકટ્યા છે તે વેદ જ ભગવાનનું આનંદમાત્ર કર, પાદ, મુખ, રસિક રસાત્માનો પરિચય કરાવે છે એટલે જીવમાં રહેલો શુષ્ક કામ મૃત્યુ પામી, રસેશમાં સર્વાત્મભાવ પામી જઈ, તેમનું પ્રેમ રસામૃત પીતો, અખંડ કૃષ્ણરસત્તર બની જાય છે. તેમ હે શ્રીયમુનાજી ? આપ સ્વયં સર્વ આનંદરૂપ સર્વભવનસમર્થ સર્વ રસાવિષ્ટ રસાત્મક છો. અને આપના રસ પ્રેમને ઝીલનારા ભક્તોને રસાત્મકલીલા પ્રવિષ્ટ

પણ આપ કરો છો. એવાં …ણરસાત્મકાયૈનમઃ હે શ્રીયમુનાજી! આપના રસિક રસની યાચના કરતો શરણુ છું. ૪

### …ષ્ણલીલામૃતજલા: ૫

શ્રીકૃષ્ણુ અનેકશઃ વ્રજભક્તો સહિત રાસાદિક લીલા કરે છે, તે સમયે સર્વાંગમાંથી શ્રમજલ શ્રવે છે એ શ્રમજલથી ભરભાર હે શ્રીયમુનાજી ! આપ છો. તેવો ભાવ વિચારી આપના પરમ સુખદ જલનું ભક્તિભાવથી પાન થાય તો જરૂર ભક્તનું ફલરૂપ નવીન શરીર થયા શિવાય રહે નહિ. ભગવદરસ ભોગવવા લાયક (**તનુનવત્વમેતાવતા**) નવીન તનુ આપનારાં હે શ્રીયમુનાજી! આપ **કૃષ્ણલીલામૃતજલાયૈનમ**ઃ નામ વાળાં છો એવાં હે શ્રીયમુનાજી ! યુગલસ્વરૂપના શ્રમરસને ઝીલવા એક વખત આપ જલરૂપે થયાં છો અને જલરૂપથી શ્રીઅંગમાં અનેક ભક્તવૃન્દ વેષ્ટિત યુગલ સ્વરૂપનો શ્રમસ્વેદ પચાવી દીધો છે અને પ્રાણેશની શ્રમનિવારક સેવા કરી છે. હે શ્રીયમુનાજી ! આપના ભક્તની આપ સ્વતઃ વિચારશો તો શ્રીકૃષ્ણુલીલામૃત મહોદધિમાં મહાલવા વખત નજીક લાવી દેશો તેમાં જરા પણુ સંશય નથી. હે માતા ! શરણુ છું.

### …ષ્ણસંબંધ[illegible] ૬

હે શ્રીયમુનાજી! આપનામાં તથા આપનાથી આવૃત થયેલા જે જે પદાર્થ છે તે સૌ શ્રીકૃષ્ણુ સંબંધવાળા છે હે શ્રીયમુનાજી! આપ આપના ભક્તને કૃષ્ણુરસ સંયુત આપનું જલપાન કરાવી કેવળ ભગવદ ભાવાવિષ્ટ કરો છો. તેથી ભક્તના તમામ હૃદય તરંગ શ્રીકૃષ્ણુ સંબંધવાલા થઈ જાય છે. હે શ્રીયમુનાજી ! આપના સંબંવાળું વનસ્થળ, વૃક્ષ, અને વિવિધ ગુલ્મ લતા પતા અને વેલડીઓ પર મુક્ત કંઠે કલ્લોલ કરી રહેલા સારસ

હંસ મોર, ચકોર, કીર, કોકીલાના ટોકા એ પણ પ્રાણેશના લીલા ચાતુર્યના પરમાનંદ સુખમાં અભિવૃદ્ધિ કરનારા છે; અર્થાત્ હે શ્રીકૃષ્ણપ્રિયે! જે જે જડ ચૈતન્ય આપના સંબંધવાળું થાય છે તે તે ઉપર શ્રીકૃષ્ણ સ્વતઃ સ્વતંત્ર હક્ક કરે છે અને સહર્ષ અંગીકૃત કરે છે તેથીજ પુષ્ટિપથાનુવર્તી શ્રીમદ્વલ્લભાચાર્યજીએ સર્વ વસ્તુ શ્રીયમુનોદકથી ખાસા કરી શ્રીપ્રભુને સમર્પવાની પોઢી રાખી છે. હે લીલામધ્યયાતી શ્રીયમુનાજી! આપ સર્વ કુંજ નિકુંજાદિક લીલામાં નિજભક્ત મનોરથ પૂરક હોવાથી સ્થાયિભાવ બિરાજમાન છો એવાં હે મનોરથપૂર્ણમાતા! આપ શરણ પડેલાને શ્રીકૃષ્ણ સંબંધ કરાવશો. આપનું વિશાલ નામજ

**'श्रीकृष्णसंबंधकारिण्यैनमः** છે.

**मू० कृष्णप्रियां कृष्णमुख्यरससंगमदायिनीम् ।**
**कृष्णक्रीडाश्रयां कृष्णपदवीप्रापिकामपि ॥२॥**

**'श्रीकृष्णप्रियाम्'** ૭

હે શ્રીયમુનાજી! આપ શ્રીકૃષ્ણનાં ચતુર્થ પ્રિયા છો. જેવાં શ્રીસ્વામિનીજી કૃપા કરી અદેય દાન ભકતોને કરી શકે છે. તેવું દાન આપ કરનારાં છો. એમ જાણી હું આપને શરણ છું. શ્રીયમુનાજીનું ચતુર્થ પ્રિયાપણું દ્વારકાંલીલાથી જાણવું યોગ્ય નથી. ત્યાં તો શ્રીપ્રભુએ કાલિંદીનો અંગીકાર કર્યો છે. તે (**कालिंदीतिसमाख्यातावसामियमुनाजले,**) કલિંદીયેતો શ્રીયમુનાજીમાં આવીને વાસ કરેલો છે. એમ શ્રીભાગવતમાં કાલિંદીજી પોતે કહે છે. માટે શ્રીયમુનાજીથી કાલિંદી જુદાંજ છે. પરંતુ કાલિંદીજીને પોતાના જલમાં નિવાસ કરવાનો આશ્રય આપ્યો છે. શ્રીયમુનાજીને નિર્ગુણ પણાથી તુર્યપ્રિયા કહેલાં

છે. તેથી તે પટરાણીયોમાં ગણવા યોગ્ય નથી. (ભગવાનને પણ આપના માહાત્મ્યમાં કહ્યું છે કે, હે શ્રીયમુનાજી તું સર્વ પાપ હારિણી છે. હું તારૂં સાનિધ્ય કદાપિ તજીશ નહિ. એ પ્રમાણે સાનિધ્ય પણાના દાનથી પ્રિયાપણું ગણવા યોગ્ય છે તેમાં સંશય નથી.

રસાત્માક લીલામાં શ્રીસ્વામિનીજી શ્રુતિરૂપા–કુમારિકા- અને જલવિહારાદિક લીલા મિષથી શ્રીકૃષ્ણનો સર્વાંગ સંબંધ નિત્ય સિદ્ધ છે. એટલે ઉપરને‌ા ભાવ ગૌણમાની હે શ્રીયમુનાજી! રસાત્મક નિત્ય લીલા સંબંધાશ્રયથી ચોથાં પ્રિયા સમજી આપને શરણ છું. આપ ઇચ્છામાં આવે તેમ મારી વિચારજો. 'कृष्णप्रियायै नमः' ૭

## कृष्णमुख्यरससंगमदायिनीम् ૮

શ્રી કૃષ્ણને‌ા મુખ્ય રસ શ્રીસ્વામિનીજીનું અધરામૃત સંગમ છે.

**श्रीराधाअधरसुधांपातुंकिमन्यन्मधुरायते** ) હે શ્રીયમુનાજી એ મુખ્ય રસામૃત, જયારે યુગલ સ્વરૂપ વિવિધ ભકતો સાથે આપના જલમાં ક્રીડા કરે છે ત્યારે તે અધરામૃત રસ શ્રવે છે. તેને આપે આપના જલમાં ધારણ કરી રાખેલું છે. તેને‌ા સ્વાદ આપના કૃપા વિલાસી ભકતોને નિરંતર આપો છો. તેથીજ પરમ ઉત્કૃષ્ટોત્કૃષ્ટ, વિરહાનલમાં સંતપ્ત થએલા, સર્વાત્મ ભાવી ભકતોના પ્રાણ, ટકી રહેલા છે. જો આપ એવા અમૃતરસથી છેલ્લી દશાવાળા ભકતોનું પોષણ ના કરો તો જરૂર તેમના પ્રાણ ટકે નહિં. **हेकृष्णमुख्यरससंगमदायिन्ये नमः** મને આપ શરણાંગતિજ બસ છે કારણ આપ પોતાપણાને‌ા દાવો હું દીન પર કરશો ત્યારે શું સુખ નહિ આપો ?

## कृष्णक्रीडाश्रय. ९

શ્રીકૃષ્ણ જ્યારે રસાત્મક ક્રીડા કરે છે ત્યારે હે યમુનાજી ! આપનોજ આશ્રય કરે છે રાસ પંચાધ્યાયીમાં ભગવાન **योगमायां मुपाश्रितः** કરી કહે છે અને જે યોગ માયાનો આશ્રય કરે છે તે હે શ્રીયમુનાજી ! આપ પળેપળ પ્રાણનાથના સુખના હેતુને જાણનારાં પરમ ચતુર હોવાથી સ્વામીના સુખાર્થ અનેક ભક્ત વૃન્દ સહુ કુંજ નિકુંજાદિક સામગ્રી અગાઉ અગાઉ પ્રકટ કરનારાં છો. એટલે પ્રાણેશને આજ્ઞા કરવાનો પણ પરિશ્રમ આપો તેમ નથી. મોટા આજ્ઞા કરે તે કામ તો સૌ કોઈ કરે છે. પરંતુ આપ તેથી વિલક્ષણ ગતિવાળાં છો. હે સકલસિદ્ધિદા ! સર્વકામ ! કલ્પલતા ! ચિન્તામણિ ! રાસરસિકમણિનૃત્યપરાયણઠકરાણી ! આપ આપના ભક્તવૃન્દ ને સંયોગરસમાં રસમત્ત પરમકાષ્ટાપન્નરૂપ કરીને રસીલા સમૂહાદિકને અનિર્વચનીય રાસાબ્ધિમાં પરમાનંદ નિમગ્ન કરનારાં છો, અને એક ક્ષણમાં વિપ્રયોગ ભાવાત્મક રસાનન્દ રૂપ પણ બનાવો છો. આપ સચોટ '**यो यच्छ्रद्धः स तंभजेत्**' એ ન્યાયે ભક્તની ભગવત્પ્રાપ્ત્યર્થ પ્રવૃત્તિ કરાવી જે યોગે જેવું ઘટે ત્યાં તેવું કરનારાં છો. એટલે રસપ્રચુરતર શ્રીકૃષ્ણલીલામાં સર્વભક્તવૃન્દનું આત્મસ્વરૂપ પણ હે યોગમાયા ! આપ જ થાવ છો. આપ રસાત્મક લીલાના સર્વ યોગ પ્રયોગો સાધ્ય સિદ્ધ કરવામાં ચતુર જ્ઞાતા હોવાથી રસલીલાનાં યોગમાયા કહેવાં ઘટે છે. એવાં આપ તે શ્રીકૃષ્ણ ક્રીડાના આશ્રય રૂપ હો તેમાં આશ્ચર્ય શું ? હે રસિકચુડામણિ ! તમારો સર્વ લીલામાં સુસ્થિર ભાવ છે—હે **कृष्णक्रीडाश्रयायैनमः** મને આપના આશ્રય વિના બીજો આશ્રય થતાં દેહાન્ત થજો. હું આપ શરણ છું. ૯

છન્નપદ્યો માલિકા શ્લો ૧૦

શ્રીકૃષ્ણના પાદારવિંદની પ્રાપ્તિ ભક્તને કરાવી આપવામાં કુશળ હે શ્રીયમુનાજી જીવને કૃષ્ણ પ્રાપ્તિ કરાવવી એજ! એજ કામ આપે વધાવી લીધું છે વળી તેથી આગળ વધી આપ ભક્તવૃન્દને પ્રેમ રસાવિષ્ટ બનાવી દો છો. તેથી પ્રેમભક્તિનો પરિચય જોતાંજ સ્પષ્ટ માલુમ પડે છે કે પ્રેમભક્તિ પોતે સ્વતઃ સંયોગ વિપ્રયોગાત્મક જ છે. સંયોગમાં પણ વિરૂદ્ધ ધર્મ વિપ્રયોગ રસ પ્રકટ થાય છે અને ભાવથી દૃગ્ શ્રવે છે. અર્થાત્ અશ્રુપાત પ્રલાપ વિગેરે વ્યભિ-ચારી ભાવ પ્રકટ થાય છે એટલે જ્યાં ભગવાન વરણ–કૃપા–કરે; વરેણ્ય વરે, અને તેમના સંયોગમાં પ્રીતિનું સ્વરૂપ સુસ્પષ્ટ ખડુ થાય તેમાં નવાઈ નથી. જરૂર પ્રભુપ્રેમ સંયોગમાં પણ દૃગ્ભંગ મનઃસંગ, સંકલ્પ, જાગરણ, કૃશતા, રતિ, સર્વત્યાગ, ઉન્માદ, મૂર્છા, એવી પ્રેમ રસાવસ્થા તરીને, ભકત, આપની કૃપાથી, હે શ્રીયમુનાજી પ્રાણેશનું પ્રેમામૃત પીએ છે. જરૂર તે સમયે હુ કૃષ્ણ કે આ કૃષ્ણ, તેવું ભાન હોતું નથી. સર્વ બહ્યાભ્યાન્તર ઇન્દ્રિય જગત્ વિસ્મૃતિ પૂર્વક ભગવદ્દાસકત પરમ નિરોધવાન ભક્તચિત્ત કરી મુકો છો.

જીવની યોગ્યતા મહારસપાન કરવાની હોય નહિ જ તથાપિ આપ અદેયદાની હોવાથી ન દેવાય તેવું ફલ દેનારાં છો એટલે એક વખત ભકતને શ્રીકૃષ્ણની પદવી પણ આપીદો છો, એ અદ્ભુત ચારિત્ર્યની હદ કોણ લઇ શકે ? કર્તુ અકર્તુ અન્યથા કર્તુ સર્વગુણવિશિષ્ટ પરમકાષ્ટાપન્ન વસ્તુ આપછો. હે કામધુક! સર્વ વિકૃતિ દોષ રહિત, હે સર્વરસદા ! ત્વત્સાત્કાય નમઃ હું આપના શરણની જ કામનાવાળો છું તે બીજું શું કરૂં ?

સર્વ સાધનની શ્રેષ્ઠતામાં આપને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરૂં છું. ૧૦

મૂલમ્૦ **कृष्णस्थितां कृष्णवासहृदयां, कृष्णकामुकाम्।**

**कृष्णप्रियाप्रियं, कृष्णस्थायिभावसद्द्रवाम् ॥३॥**

**कृष्णस्थिताम् ११**

હે શ્રીયમુનાજી! આપના સર્વ શ્રીઅંગમાં શ્રીકૃષ્ણની સ્થિતિ છે. સાતે સમુદ્રને ભેદી સર્વસંગ રહિત શ્રીષ્ણુ પરાત્પર પૂર્ણબ્રહ્મના નખશિખાભરણરૂપ આલિંગનાદિ રસ વિલાસ કરનારાં છો. તમારા કૃપાપ્રસાદની ઇચ્છા વધી પડી છે એજ હે **कृष्णस्थितायै नमः** શ્રીયમુનાજી મને પરમ ફલ છે. આપ વગર માગ્યે મારા અન્તઃપુરની સર્વ ઇચ્છા જાણીને જ સર્વ સુગમતા કરનારાં છો એટલે પ્રાર્થના કરવી કેમ ઘટે? પ્રણામ કરૂં છું. ૧૧

**कृष्णवासहृदयाम् १२**

શ્રીકૃષ્ણરૂપ પરમદૈવતને હૃદયમાં નિવાસ કરાવનાર હે કૃષ્ણપ્રિયે! આપના હૃદયમંદિરના સર્વ વિભાગો પરમ રમણિય છે. સર્વલીલા સામગ્રીના અમુલ્ય રત્નના ખજાના ચિકાર સજાયલા છે. એવા સમગ્ર બ્રહ્માંડની સોહામણી સ્મૃદ્ધિરૂપ અને નિર્મલાતિ નિર્મળ હૃદયમાં લલીત ધિરોદ્ધત્ત નિકુંજનાયક શ્રીકૃષ્ણ બિરાજે તેમાં આશ્ચર્ય શું?

પરંતુ હે શ્રીયમુનાજી! આપનામાં અધિકતા એક એવી છે કે:—આપના હૃદય સુપ્રદેશમાં ઉજ્વળ કૃષ્ણપ્રેમ ભરેલાં છે. અને એ કૃષ્ણ પ્રેમબીજ, જે ભક્તની સુકોમળ રસદાર હૃદય ભૂમિકામાં વાવો છો તે બીજ રસાત્મક કૃષ્ણરસ પીને કોઈ નવિન અંકુરવાળું થઈ જોતજોતામાં વિશાળ રૂપ ધારણ કરી ફલ ફલિત થાય છે.

**અર્થાત્ ફલ ફલિતનો ભાવ એવો છે કે, જે ભક્તના હૃદયમાં શ્રીકૃષ્ણ પ્રેમભક્તિનું દાન કરો છો તે ભક્તની દેહ પ્રાણેન્દ્રિયાન્તઃકરણાદિ સર્વ પ્રતિક્ષણ નવિન રમણિકતા ધારણ કરે છે અને ભજનાનંદ રસથી ભરભાર બને છે.**

એટલે હે શ્રીયમુનાજી ! જે મદનાતિમનોહર શ્રીકૃષ્ણ મૂર્તી, નિગમાતીત. કે જેનો નિગમપાર લઈ શકે તેમ નથી એવી પરાત્પર વસ્તુના વિષયને વાણી પહોચી શકતી નથી. એવા '**यतो वाचो निवर्तन्ते अप्राप्यमनसासह**'—પરબ્રહ્મ રસેશ રસિકચૂડામણિએ આપના હૃદયમાં અખંડ નિવાસ કર્યો છે.—હે જીવનધન,ગોપીજનપ્રાણ, શ્રીયમુને ! અવિચ્છિન્ન આદ્ય વૃન્દાવનવિહારીને, આપ આપના ભક્તના હૃદયમાં અખંડ નિવાસ કરાવો છો. એવી અધિકતા આપમાં રહેલી છે.

વળી જે ભક્ત ઉપર પરમ કૃપાની વર્ષા કરો છો. તેનું દેહ, ઘર, ગામ, પતિ, પુત્ર, પરિવાર, વૈભવ, યશ, લોકમર્યાદ, વેદમર્યાદ વિગેરે પ્રપંચવાળો વિપરીત મોહ, આપના અતુલ પ્રતાપબળથી તે ભક્ત હૃદયમાં શ્રીકૃષ્ણ વિયોગાગ્નિ પ્રકટ કરી ભસ્મિભૂત કરો છો. એવા ત્યાગને જ ભકિતમાર્ગીય સંન્યાસ કહેવાય છે.

હે ભકિતમાર્ગીયસંન્યાસદાતા ! હે સ્વભાવવિજયિ ! ભક્તિમાર્ગીય સંન્યાસ જે ભકતને સિદ્ધ કરી આપો છો. તેના જ હૃદયમાં અખંડ લાડિલીવર વશવર્તી થઈ વસે છે. અને તેનાથી રમે છે. એવા ભકતનો સુખાનન્દ એક મુખે વર્ણવાય તેમ નથી.

હે **कृष्णवास हृदयायैनमः** શ્રીકૃષ્ણમાં આપ ને આપમાં શ્રીકૃષ્ણ એમ પરસ્પર હૃદયમાં બિરાજમાન એવાં હે **શ્રીમહારાણીજી ! આપના રસમય હૃદયનું સંસ્મરણ કરી શરણાંગત છું.**

## कृष्णकामुक् १३

શ્રીકૃષ્ણની સેવા એજ હે શ્રીયમુનાજી ! આપને કામ છે. એ શિવાય બીજી કામના આપના તેજસ્વિ સ્વરૂપ સાનિધ્ય આવવા પામે તેમ નથી. હેપુનિતકર ! આપના આશ્રય વડે ભકતની સર્વ લૌકિક વૈદિક વાસના છુટી એક રસઘન શ્રીકૃષ્ણ વિષે સર્વ વિધ કામના બંધાય છે. હે અલૌકિક સામર્થ્યદાતા ! આપના કૃપા પ્રસાદથી આપના ભક્તનું ચિત્ત અનન્ય ભાવવાળું એક શ્રીકૃષ્ણશ્રયિ શ્રીકૃષ્ણ સેવામાં કામભાવાવિષ્ટ થઈ રહે છે.

વળી કોઈ યોગે ભક્તની એવી પણ દશા થાય છે કે જેમ કોઈ વિરહિણી, પોતાના પ્રિયતમના વિરહે વિગાઢ કષ્ટ પામે તેમ આપના ભક્તને પણ રાસમંડલમંડનનટવરવપુ શ્રીકૃષ્ણના શ્રીઅંગ સેવન વિના અતિવ સંકટ થાય છે.

શ્રીકૃષ્ણ વિયોગજનિતતાપક્લેશાનન્દ શ્રીકૃષ્ણરસના આશકીને થાય છે હે कृष्णकामुका ! આપના કૃપા પાત્ર ભક્તને કદાપિ વિપશ્ચિત બ્રહ્મની વિરહજનિત પીડાનો તિરોભાવ થતોજ નથી. અવિચળ આનંદપરિપૂર્ણ શ્રીકૃષ્ણ કામાસક્તપણુ આપ અનુગૃહીત ભક્ત ને રહે છે.

## [illegible]ष्णप्रियाप्रियाम् १४

શ્રીકૃષ્ણની પ્રિયા શ્રીસ્વામિનીજી, તેમને અત્યંત વહાલાં, હે શ્રીયમુનાજી ! આપ છો, ત્યારે હવે શ્રીસ્વામિનીજીનો પ્રિય સમુદાય શ્રુતિરૂપા, કુમારિકા, અને સમગ્ર વ્રજભક્ત તેમને અતિ પ્રિય હો, તેમાં બે મત હોઈ શકે જ નહિ.

હે પ્રાણસૂતા ! પ્રાણપતિ કૃષ્ણના પ્રાણ શ્રીસ્વામિનીજી છે. અને આપ, યુગલ સ્વરૂપનાં શ્રમજલસૂતા છો; આપ નિજ ભક્તવૃન્દને સકલ સુખધામમાં લઈ જવાની શ્રેણી છો, આપ

આપ વિના કેવળ નિઃસાધનનું કોણુ બેલી થાય ? હે કૃષ્ણુકેલી લાલસાતુર ચંચળનયની ! આપ વિના પ્રાણુપતિ એક ક્ષણુ પણુ રહી શકતા નથી. તેમના નયનમાં વાણીમાં અને સર્વાંગમાં આપનો જ રસિલો રસ છવાયલો અખંડ રહે છે તેથી આધિનવર્તી છે.

જેનો સ્વામી હે મિત્રજા ! તમારે આધિનવર્તી છે. તો પછી તે શ્રીસ્વામિજીની સર્વસુખદાયિની હો કે સર્વમાધુર્યતાનું મદનાધિક સુંદર રૂપ હો, પરંતુ જેનો સ્વામી જેને આધીન પ્રેમવિવશ તેની પ્રિયા, તેના પ્રેમરંગવાળી થયા શિવાય રહે જ નહિ.

જે સ્વામિને પ્રિયા અનુકુળ નથી તે સ્વામિ બીજાના રસમાં ભીંજાતો નથી, અને ભીંજાય તો પરમાનન્દમાં ડોલી શકતો નથી. પરંતુ આપમાં તો હે રવિસુતે ! એવો અકથનીય રસ છે કે યુગલસ્વરૂપ આપનો મહાન્ પ્રેમરસ પીને પુલ્યાં ફરે છે. આપ પણુ જેમ રવિને જોઈ કમલ પુલે તેમ શ્રીકૃષ્ણુ રવિ જોઈને જ પુલ્યાં ફરો છો એવાં હે **कृष्ण प्रियाप्रिये** હું આપને શરણુ છું. ૧૪

## कृष्णस्थायिभावसद्रवाम् ૧૫

હે શ્રીયમુનાજી ! આપમાં એવો કોઇ અદભુત રસ છે કે સકલ વ્રજમંડલમંડન મુખ્ય શ્રીસ્વામિનીજીથી લઈ શ્રીચંદ્રાવલી લીલિતા, વિશાખા, શ્રુતિરૂપા–કુમારિકાદિ તમામ યૂથ ને અનેક લીલા માનાદિક કરી, સંયોગ વિપ્રયોગાનન્દ નિમગ્નતા થાય છે.—અને તેથી વિશેષ નિકુંજોમાં કુંજકુટીર મધ્ય ગલબાંહીસહ–બિરાજતા, રતિરસઘેલા, પ્રાણુધાર, રસાધિપતિ, નિકુંજનાયક, મુરલીમનોહરને પણુ સંયોગવિપ્રયોગાનન્દનું સુખ દુઃખ સહેવું પડે છે.

પરંતુ હે સ્થાયિભાવ ! હે આનન્દકન્દની ! ! આપતો નિરંતર એક રસરૂપ સંયોગીના સુખમાં અભિવૃદ્ધિ કરનારાં

અને વિપ્રયોગીને વિરહાનલથી પ્રાણાન્ત થતાં બચાવી લેવામ ઉદાર કષ્ટવિભાવી છો. હે અખંડવ્રજપતિકેલીપરાયણ પ્રક કલ્પલતિકે! આપના સ્થાયિભાવ સ્વરૂપને કોણ જાણવ ામર્થ્ય ધરે તેમ છે? એક શ્રીવલ્લભ પ્રભુની પૂર્ણ કૃપારસ દાન જેને થયું હોય, અને શ્રીવલ્લભ અંતરમાં બિરાજી હે રતિ વર્ધિની! તમારા સ્વરૂપનો ભેદ ભિન્ન છિન્ન કરી બતાવે તોજ આપને ગુણ મહિમા અને પરમાનન્દરૂપતા જાણી શકે છે. હે અપારગુણ નિકુંજ નિધિદા!! આપ અમીદૃષ્ટિ વડે જ આપનો સ્થાયિભાવ અમારા હૃદયમાં ઉતરનારાં છો. જેથી હે અદ્ભુતવૈભવીવિશ્ વિખ્યાતિની! હું આપ શરણ છું. ૧૫

मूलम्० कृष्णैकमिलनस्थानभूतां कृष्णसुखार्थिनीम् ।
कृष्ण[illegible] कृष्णसन्मानवर्धिनीम् ॥४॥

कृष्णैकमिलनस्थानभूताम् १६

જે જીવને શ્રીકૃષ્ણ મેળવવા હોય, તેનુંસાધનસ્થા શ્રીયમુનાજી! આપ છો.

આપ કોઈ દેશમાં છો કોઈ દેશમાં નથી એવો સંદે જીવને કર્તવ્ય નથી ભાવાત્મક સ્વરૂપે સર્વત્ર વ્યાપ્ત છો. છત આપે ત્રણ સ્થાનતો સ્વિકારેલાંજ છે.

विशुद्धमथुरातटे१ स ,लगोपगोपी ते२ कृपाजलधि संश्रिते
એમ ત્રણ વિશેષણથી ત્રિવિધભાવ બિરાજે છે.

હે શ્રીયમુનાજી! વિશ્રાન્ત ઘાટે આપનું પૂનિતકર માહા ત્મ્ય વિચારી જે જન સ્નાનપાન કરે છે. તે પવિત્ર થઈ પ્ર ભક્તિની સ્ફૂર્તિવાળો થાય છે. એવા માહાત્મ્યજ્ઞાનીને જ્ઞાન પરા દશાએ પહોંચાડી વિવિધ ભ્રમણા ભાગો છો. ૧

વળી શ્રી ઠાકોરજીનાં ઠકુરાણીજીનો જે ઘાટ, ત્યાં હે શ્રી યમુનાજી ! આપજ સકલ ભક્તવૃન્દને લીલા રસભાવ વિકસાવી, પરમ પ્રેમાસ્પદ કરી પ્રાણેશના પૂર્ણાનન્દ સુધાબ્ધિનો અનિર્વચનીય સંયોગરસાસ્વાદ આપો છો. એવાં આપ કૃપા વિલાસી, રાસ રસિકમણિ ભગવાનના રસપાત્ર, વ્રજાંગનાવૃન્દસહુનો વિવિધ રસરમણશ્રમ, અત્ર એકત્રિત થઈ આપના શિતલ જલમાં પ્રવેશવાથી દૂર થયો છે.

થાકેલાંના શ્રમનું નિવારણ કરવું એ જલનો સહજ સ્વભાવ છે. તેમ જલતે પ્રેમ ભક્તિનું પ્રત્યક્ષ મૂર્તિમાન સ્વરૂપ છે. તો પછી ભક્તિભાવવાળા તો આપના સ્વરૂપરસમાં સ્નાન કરતાં જ તેમના લોકવેદના ચુસ્તબંધ છુટી જાય છે. જેમના લોકવેદ બંધ છુટવાની તૈયારી છે તેજ આપના રૂપરસ વિષે ભાવાવષ્ટિ થઈ પરમ શાન્તિ મેળવે છે.

વળી સર્વ વિકૃતિ રહિત બ્રહ્મ કે જેમાંથી જીવ, જગત, અન્તર્યામીઓ ઉદય થઈ અસ્ત થાય છે. છતાં ન્યૂન્યાધિક રહિત રસો વૈ સઃ સર્વરસધરને રમવાની ઇચ્છા થતાં, નિજરસ ઝીલક અનેક ભકતવૃન્દ પ્રકટ કરી, વિરૂદ્ધધર્માશ્રયિ આદ્યવૃન્દાવનવેણુધરે, આ સ્થળે વિવિધ વિહાર કર્યો છે. આ વખતે જેમની સુન્દરતાનો પાર નથી એવી વ્રજલલનાઓનો દેહામોદ, કુચકુંકુમામોદ, હે શ્રીયમુને ! આપ જલસ્વરૂપે બિરાજી આપના શ્રીઅંગમાં પચાવી, સર્વ સ્વરૂપોનો શ્રમ નિવાર્યો છે. એવું આપનું શ્રીગોકુલના ગાંદરે શ્રીઠકુરાણીજીના અધિકારવાળું શ્રીકૃષ્ણમીલન સ્થાન છે, તે આપ કૃપાબલથી પ્રાપ્ત થનાર છે એમ ચિન્તવન કરતાં આપ શરણ છું. ૧૬

## ...સાર્થિનીમ્ ૧૭

હે શ્રીયમુનાજી ! બીજા દેવોના પૂજન વંદનથી તો લૈ
વૈદિક ફલ પ્રાપ્તિ છે. પ્રભુ પ્રાપ્તિ તો નથી જ પરંતુ હે કૃપ
આપ શરણાગતિથી તો કેવળ મુખ્ય અર્થફલ શ્રીકૃષ્ણ પ્રા
જ છે; પરમાનન્દરસ સુખ આપજઆપો છો. એટલે આપ શર
અધિક કોઈ પદાર્થ જ નથી. આપના પ્રેમસિન્ધુમાં સા
મન્મથ મન્મથ શ્રીગોવર્ધનધરણ અત્યાનન્દથી ઝુલી રહ્યા
હે વાણીના વિષયમાં આપના ગુણો આવી શકતા નથી
શ્રીયમુને ! હું સર્વસાધનારમ્ભ તજી આપને ભજુ છું.
કૃપાથી જીવનમાં રમણીયતાભર્યું રસિકરસદારજીવનફલ મે
જીવનની મઝા અને મીઠાશ માણીશ. હે પ્રેમપુંજનિ ! પ્રી
રીત તો તમો જ જાણો છો.

જેમ કમલ મકરન્દને વશ છે. તેમ હે જગતવિખ્યાતિ
તમારા પ્રેમની સુગંધને વશવર્તી પ્રેમરસિકમણિ શ્રી
છે. પ્રેમ રસમય સર્વ મધુરિમા, રસિકતા અને રમણીય
મધુરાતિમધુર સુખદ ઝરણાં આપના શ્રીઅંગમાંથી અ
ઝરે છે. તે રસસિન્ધુમાં સુખનિધિ નિત્યલીલાવિલાસી શ્રી
વિહરે છે.તેથી 'શ્રી કૃષ્ણ સુખાર્થિનીમ્' અથવા તો 'કૃષ્ણમુખ્યાર્થિ
કહેવાઓ છો. એવા મુખ્યરસને પ્રાપ્ત કરી આપનાર હેમહાર
હું શરણ છું. ૧૭

## ...ણગાપીસહચરીમ् १८

હે શ્રીયમુનાજી ! આપ શ્રીકૃષ્ણની સખી છો. તે
વ્રજસીમંતનીઓ પણ સખી છે. તમો એવાં તો યુગલ ર
પની સેવામાં તત્પર છો કે, આપ શરણાગતનો તમામ વિપ
કામમદ છોડાવી દો છો.

શ્રીસ્વામિનિજીરૂપ આપ છો તથાપિ અનેક ભક્તહિતાર્થે સખી ભાવમાં નિમગ્ન થઈ સખીત્વ સ્વીકારો છો, તેથી સકલ વ્રજલલનાપ્રિય છો. હે શ્રીયમુનાજી ! ગોપીવૃન્દસહ આપ, શ્યામસુંદરરમણપ્રેષ્ટવસંતવિહારીની શક્તિયો છો. અને શક્તિયો કદી મૂળરૂપથી જુદી રહેતી નથી.

( જગમાં એવો ન્યાય છે કે જેને શક્તિયો હોય છે. તેને જ કામ લાગે છે. ) વસ્તુતઃ આપ સ્વતંત્ર સર્વલીલાધાર મુખ્ય શક્તિ છો. એટલે કંઈ સાધારણ નથી.

હે શ્રીયમુને ! કોટિકન્દર્પની શોભાને લજ્જિત કરી નાંખે એવાં મદનાધિક સુન્દર આપ તથા ગોપીજનો, નિર્ગુણ ભક્તિને વશવર્તી થઈ જેમ કલધૌતમણિયોની મધ્યમાં નિલમણિ શોભે તેમ આપ સર્વ સ્વરૂપ વૃન્દ મધ્ય અખંડ શોભાયમાન છો. એવાં શ્રીકૃષ્ણ ગોપીવૃન્દમાં સહચરનાર આપ શરણથી જ મારો આપ વૃન્દમાં સહચાર થશે એમ ભાવના કરતાં શરણ છું.

શ્રીકૃષ્ણના સન્માનને વધારનારાં હે શ્રીયમુનાજી ! જે ભક્તના મનમાં એક પ્રભુ પર જ ભાવ વિરોધ હોય તેને તત્કાલ નિવૃત કરી ભાવ ભક્તિની વૃદ્ધિ કરનારાં છો અને આપનાજ અનુગ્રહ બળે ભક્તનું શ્રીકૃષ્ણ સન્માન કરે છે. જ્યાં જ્યાં આપનો અનુગ્રહ ઉતરેલો છે. તેતે ભક્તો પર શ્રીકૃષ્ણ કૃપાથી ઢળેલા છે એવાં હે શ્રીકૃષ્ણ પ્રિયે ! હું આપ શરણ છું. ૨૦

## श्रीकृष्ण कार्यपराम् २१

નિરંતર ભક્ત સંતોષ પામી ભક્તવત્સલતા સચવાય, એજ શ્રીકૃષ્ણનું મુખ્ય કાર્ય છે. હે શ્રીકૃષ્ણા ! નિઃસાધન જીવોને આપ શરણ લઈ, વ્રજભક્તોનો સમાગમ કરી આપો છો એટલે વ્રજ-ભક્તોના સંબંધી (ભક્તજનપદરજપ્રતાપે, સકલ સરીયાં કાજ)

એ ન્યાયે તમારા ભક્તોને કૃપાથી જીવન મુક્ત (વિષમ સંસાર સાગરથી તારી પોતાના) કરી, વ્રજમંડળસહ આપનું સ્વરૂપજ્ઞાન કરાવો છો તેણે કરી શ્રીકૃષ્ણ ને પ્રસન્ન થવાનાં દૈન્યાદિ સર્વ સાધનો પ્રાપ્ત થાય છે. અને આપ કૃપાબળે શ્રીકૃષ્ણ પરાયણતા બને છે એવાં હેનિઃસાધનના સાધનરૂપ શ્રી યમુનાજી ! અમારૂં સર્વસ્વ આપ છો. એવા અન્તઃકરણ પૂર્વક આપને શરણ છું. ૨૧

## कृष्णलीलास्थलविशोधिकाम् । २२

શ્રીકૃષ્ણનું લીલા સ્થળ શ્રીગોકુળ, શ્રી ગિરિરાજ, વૃન્દાવન ચિરઘાટ, દાન, માનાદિ સર્વ સ્થળે, સર્વ વિધલીલા સામુગ્રી સિદ્ધ કરનારાં હે શ્રીયમુને ! આપ છો. જ્યાં જ્યાં શ્રીકૃષ્ણનાં લીલા સ્થળ છે. ત્યાં ત્યાં કુંડ, કુપ, વૃક્ષાદિ સર્વ છે, અને તે સર્વમાં આપ રસરૂપ બિરાજમાન છો. એવાં સર્વ સ્થળે શ્રીકૃષ્ણ કેલીરસ નિમગ્ન બિરાજીત હે માતા ! આપના. ભક્તને આપ શ્રીકૃષ્ણ કેલીરસનું દાન કરો છો. એમ ચિન્ત્વન કરતો. હે પરમ-કૃપાલ ! શરણાંગતને મુખ્ય સ્થલનું સર્વવિધ સુખ આપશો.

## श्रीकृष्णक्रीडा कुकुमादियुताम् । २३

શ્રીકૃષ્ણ જ્યારે વ્રજભક્તોની સાથે રાસાદિક ક્રિડા કરે છે; તે પછી શ્રમ નિવારણાર્થ હે શ્રીયમુને ! આપના જલ સ્વરૂપમાં ક્રિડા કરે છે. એટલે વ્રજભક્તો અને શ્રીઠાકુરજીનો અંગરાગ કેશર કુંકુમ પુષ્પમાલાનો પરાગ તે સર્વ દિવ્યરસ સુગંધ આપના સર્વાંગમાં પચે છે. અર્થાત્ આપ રસસર્વસ્વના રસિક રસથી તર છો, આપના ભક્તોને પણ તે મહારસ દેનારાં છો. એવાં હે શ્રીયમુનાજી ! હું અંગીકૃત આપ શરણાંગત છું.

### શ્રી [illegible] ૨૪

હે રસદાયિની શ્રીયમુને! શ્રીકૃષ્ણનો સર્વરસ આપે આપના હૃદયમાં અન્તર્ધાન કર્યો છે, સમાવી દીધો છે. રોકી લીધો છે. (ઇત રોકચો યમુના ઉત ગોપીન, કછુ એક ફેલ પર્યો ત્રીભુવનમેં હરિરસ વૃન્દાવનતે આયો.) હે રસદા! આપના ઉભય કરાડાની મધ્યમાં, સર્વ દુઃખ હરતા હરિ, આદિ અવિચ્છિન્ન વૃન્દાવનવિહારી શ્રીકૃષ્ણનોજ રસ વહે છે. તેનું પાન અધિકારી ભકતો કરી રહ્યાં છે. કેવળ લીલા સ્થળ જે આદિ અચળ વૃન્દાવન તેમાંથી અખંડ લીલાનાં શ્રમજલ ઝરણાં કહો કે કૃષ્ણરસ કહો તે ઉમંગી વહી આવે છે એવા રસથી ભરભાર હે મહોદાર શ્રીયમને! હું શ્રીકૃષ્ણરસ લાલચુ શરણાંગતને એ આપશો એમ વિશ્વાસ છે.

### कृष्णगोपी पूज्यदेवीम् २५

હે શ્રીયમુનાજી! આપનો આશ્રય લઈ શ્રીકૃષ્ણને મળવા કાત્યાયની દેવીનું પુજન ગોપી જનોએ કર્યું હતું. હે કૃષ્ણ રૂપિણી! આપનેજ શ્રીકૃષ્ણરૂપ જાણી દેવીનું મીષ–બાનું વચમાં રાખી, કેટલીક ગોપીજનોએ પુજન કર્યું હતું. અને કેટલાંકે તો કેવળ આપનુંજ પુજન કર્યું છે. આપ શ્રીકૃષ્ણમાં છો અને શ્રીકૃષ્ણ આપમાં છે, એવાં યુગલ સ્વરૂપ જાણીને દેવીની પેઠે આપનું પુજન કર્યું હતું તેમનામનોરથપૂર્ણકરનારાં હે ભક્ત વત્સલ! હું શરણછું. ૨૫.

### श्री [illegible]ष्णव्रतफलप्रदाम् । २६

હે શ્રીકૃષ્ણકેલીપરાયણ શ્રીયમુને! કુમારીકાઓના વ્રતનું ફલ શ્રીકૃષ્ણ છે. તેને આપનારાં છો. આપના આશ્રયથી, આપની કૃપા કટાક્ષ જેનાપર થાય છે તેને સમગ્ર વ્રતનું ફલ સર્વોપરિ શ્રીકૃષ્ણ તેજ આપો છો, બીજા કોઈપણ સાધનથી શ્રીકૃષ્ણ પ્રાપ્ત નથી. કુમારિકાઓ કાત્યાયિનું વ્રત વચમાં રાખી

આપની પાસે એ માગ્યું હતું કે મૈયનાપ-ત દેવી પતિમે કુરુ તે પ્રમાણે હે કૃપાળુ! સર્વ મનોરથપૂરક હું આપશરણ છું.

## ृष्णलीलार्थमायाताम् २७

હે શ્રીયમુનાજી! આપ જલ સ્વરૂપે ભૂતલ પુનિત કરતાં બિરાજો છો તેથી કોઈ માયા મુઢ, આપના સ્વરૂપ વિષે આ શંકા કરી પ્રાકૃત નદીના પ્રવાહ સમ જાણે છે.

પરંતુ આપના રસમયરૂપનું નિરૂપણ મહાનુભાવ આપ કૃપાવિલાસીયોએ કર્યું છે. તેનું દર્શન કરી દૃઢ વિશ્વાસ બંધાયો છે કે આપ કેવળ શ્રીકૃષ્ણ લીલાર્થે જ પ્રાકૃત જલરૂપ–માયાસ્વરૂપ ધારણ કર્યું છે. છતાં તે જલમાં આપના પુલિનપર ભક્તજનો ભગવાન સહજલ વિહાર કરતાં કરતાં ગહેરા જલમાં જઈ પડે તે વખતે, ભક્ત નિઃસાધન થઈ જાય છે. કે તરત, ભક્તવત્સલ ભગવાન સાવધાનીથી કાઢી, હાસ્યાદિક રસ પ્રકટ કરી, નાવખેલાદિ લીલા કરે છે. ભક્તોને ગોદમાં લે છે. કવચિત્ કંધ પર ચઢાવી પાર ઉતારે છે. એ પ્રમાણે શ્રીપ્રભુને લોકવત્ લીલા કરવાની ઈચ્છા થવાથી, વિવિધરસભોગ ચતુરની અન્તરેચ્છાને જાણી હે શ્રીયમુનાજી! આપ જલસ્વરૂપે થયેલાં છો. હું આપનો સર્વ શ્રીકૃષ્ણલીલા સુખનો યાચક છું. શરણ છું. ૨૭

## ृष्णानिरोधसंगतम्। २८

હે મિત્રજા! બીજી નદીયો તો સમુદ્રને પતિ કરી વરી છે. પરંતુ આપ તો (સાત સમુદ્ર ભેદ યમભગિની હરિ નખ શિખ લપટાની.) સાતે સમુદ્ર અને સકલ બ્રહ્માંડને ભેદી રસિકપુરન્દર, લલિત ધીર ઉદાર ગોપીપતિના સર્વાંગ સુખે સુખાળાં થયેલાં છો. શ્રીકૃષ્ણના સર્વાંગમાં આપ બિરાજે છો, અને આપમાં શ્રીકૃષ્ણ બીરાજે છે. એવાં અનન્ય ભાવવાની હે વિશ્વવિખ્યાતિની! હું આપનો છું.

कृष्णपा स्पर्शकामाम् । २९

હે હંસસુતા ! જ્યારે વસુદેવજી શ્રીકૃષ્ણને લઈને શ્રીગોકુલ પધાર્યા ત્યારે આપે આપનું જલસ્વરૂપ પુલકિતપણે વધારી, શ્રીઠાકુરજીનો સ્પર્શ કરી વહેતા નિરે માર્ગ આપી, શ્રીકૃષ્ણ સુખદાયિની થયાં, અને ભક્તોપર શિક્ષા સુધમ દ્દઢાવ્યો. ભક્તજનોએ અવશ્ય શ્રીપ્રભુના ચર્ણસ્પર્શ કર્તવ્ય છે. એજ સર્વોપરિ કાર્ય–ફલ છે. એવી શિક્ષાનાં આપનારાં હે મંગલ વિધાયિની ! હું કૃષ્ણ ભક્તિરસનો યાચક શરણ છું.

कृष्णमानससंश्रिताम् ३०

હે કલિન્દજા ! આપે મનથી શ્રીકૃષ્ણનો જ આશ્રય કરેલો છે, અને શ્રીકૃષ્ણે કેવળ આપનો આશ્રય કર્યો છે. એવાં શ્રીકૃષ્ણાશ્રયિ હે માતા ! જે જન આપનો આશ્રય કરે છે. તેને જરૂર આપના સ્વરૂપનું દાન કરી શ્રીકૃષ્ણાયિ કરો છો. એવાં હે શ્રીયમુનાજી ! આપનો અખંડ આશ્રય મને બની રહો એજ લાલસાપૂર્વક શરણ છું.

कृष्णसक्ताम् । ३१

હે વિરજા ! આપ કેવળ શ્રીકૃષ્ણમાંજ આશક્ત છો, અને શ્રીકૃષ્ણ આપના અગાધ ગુણાસક્ત છે. વશવર્તી બનેલા છે. એવાં અગાધ ગુણીયલ આપમાં મારો પ્રેમ વધી પડો અને આપ પ્રેમથી સ્વિકારો જેથી સ્વતઃ શ્રીકૃષ્ણ પોતાનો કરી જાણશે.

कृष्णभक्त कृष्णप्रीति प्रसाधिनीम् । ३२

હે વ્હાલાં ! શ્રીકૃષ્ણની ભક્તિમાં કેવળ તત્પર છો તેથીજ શ્રીકૃષ્ણ આપની ભક્તિ વિવશ છે. મને આપમાં ભક્તિ વિવશતા થાવ; એટલેથીજ હું કૃતાર્થ થઈશ.

શ્રીકૃષ્ણની પ્રીતિને નિરંતર સાધનારાં હે મહારાણીજી ! હું અંગીકૃતના હૃદયમાં અખંડ શ્રીકૃષ્ણ પ્રીતિ કરશોજ તેમ વિશ્વાસ છે

### કૃષ્ણાંઘ્રિરેણુમ લામ્ ૩૩

હે પતિત પાવની! બ્રહ્માદિકને દુર્લભ એવી શ્રીકૃષ્ણના પાદારબિંદની સમગ્રરેણુ આપમાં બિરાજે છે. તે રેણુ પરમ કૃપાળપણે મને ઘર ગુલામ જાણી દેશો. હું આપની કૃપાનો ભીખારી છું. આપ સર્વોપરિ દિવ્યાનન્દ આપશોજ તેવું ધર્ય અબાધિત છે.

### શ્રી[illegible]ષ્ણસવકસ[illegible]ત્વામ્ ૩૪

હે શ્રીયમુને! આપની ભક્તિ કરનારને અલૌકિક દેહ સામર્થ્ય અર્પી કેવળ શ્રીકૃષ્ણના સન્મુખ વર્તી અનન્ય ભક્ત બનાવો છો. હે અનન્ય ભાવ રસદાયિની! આપ અમો દાસલડાંની અન્તરગતિનાં જાણુ છો જેથી આપનાં જાણી સ્વિકારી રાખશો. એટલેથીજ શ્રીકૃષ્ણ સન્મુખતા થશે.

### કૃષ્ણભાવવિરોધસ્વદાસમ[illegible]તિનાશિ[illegible]ીમ્ ૩૫

હે સ્વભાવવિજયિ! શ્રીકૃષ્ણનો ભાવ ફક્ત જીવને મુક્તિદાન દેવાનો છે. તેમાં આપ વિરોધ કરીને આપના આશ્રયમાં વશેલાને કૃષ્ણ ભક્તિ રસનુંદાન કરાવો છો.

ભકતજનની પ્રકૃતિમાં લૌકિક આસકિતનો અંકુર હોય છે. તેવી પ્રકૃતિનો તદન વિજય કરી ભકતને ભગવદાસકિત સુદૃઢાવો છો તેમજ મારો સ્વભાવ વિજય કરી, દેવા સરખુ સુખ દેશો.

### [illegible]ષ્ણતૂર્યપ્રિયાતમામ્ ૩૬

આ સંબંધનો ભાવ પૂર્વે વર્ણવઈ ગયો છે છતાં જરા ધ્યાન ખેંચવાનું કે રાસલીલામાં પ્રથમ રૂક્ષમણીજી દ્વિતીય જાંબુવન્તિજી ૨ તૃતીય સત્યભામાજી ૩ અને ચતુર્થ શ્રીકાલિંદીજી એમ આપ ચોથાં પ્રિયા છો. અને વ્રજલીલામાં શ્રીસ્વામિનીજી ૧ શ્રુતિરૂપા ૨ કુમારિકા ૩ અને આપ શ્રીયમુનાજી



છો એટલુંજ નહિ પણ શ્રીકૃષ્ણ, સ્વામિનીજી, શ્રુતિરૂપા કુમારિકા એ ચારેને પ્રિય હે શ્રીયમુનાજી ! આપ છો.

निजाचार्य पदाम्भोजद [:] भावं प्रयच्छतु ॥ १७

એ પ્રકાર શ્રી હરિરાયજી અષ્ટક કરી, શ્રીઆચાર્યજીના ચરણકમલનું સદા દાસત્વ માગે છે. હે શ્રીયમુનાજી ! તે સર્વ સિદ્ધિયો આપજ દેવાવાળાં છો. ગંગાજીને પણ આપેજ દાન દીધું તેમ પદ્મ પુરાણમાં વર્ણવ્યું છે **त्वयि रमयि सौरि ब्रह्म विद्या सुधा वहा**. એવાં શ્રીયમુનાને આપ શરણ છું.

---

# શ્રીયમુનાષ્ટકમ્

( ગઝલ. )

સકલસિદ્ધિ તણી દાતા, તમોને હું નમું માજી;
મુરારી ચરણ સ્પર્શ થકી, ઝઘે રેણું અતિ માજી;
નુતન વન તુવ તટે રાજે, પુષ્પયુત મોદ કરનારૂં;
સ્વતઃ સુર આસુરો પુંજે, સ્વરૂપ સ્મરપિતુ સમતારૂં. ૧

કલિંદ ગિરિ મઁસ્તકે પડતો; વિમલ પ્રવાહ ગંભિર તે;
અહા ! રમતાં પધારોના ! ગિરિપરથી ભૂમિ પર રે !
મધુર ગાતાં પધારો છો, સમચિરૂ[:] દોલમાં ઝુલતાં;
કમલ બંધું તણી તનયા, મુકુંદ પ્રીતિ થકી ફુલતાં. ૨

કરો પાવન ભુવન તલ મા, કર્યા પાવન અનેકોને;
મયુર શુક હંસ પણ તમને, ભજે ભક્તિ વિવેકોએ;
તરંગ રૂપી ભુજે કંકણ, લસે રેણુનું મુક્તાસમ;
નિતમ્બ સરખા તટો જોતાં નમું શ્રીકૃષ્ણ તુર્ય પ્રિયાં. ૩

સ્તુતિ શિવ બ્રહ્માદિ કરતા, ઘણા ગુણથી ભુષિત માતા;
પરાશર ધ્રુવ આદિને; અભય પદ આપીયું દાતા;
સકલ ગોવાલ ગોપીને, વિશુદ્ધ મથુરાં તુ તટ રાજે;
કૃપાસિન્ધુ તુ આશ્રયમાં, મને રે'વું સદા છાજે. ૪

હરિને જેમ પ્રિય કમલા, મુસરીને તમો ત્યમ છો;
સકલ સિદ્ધિ તણી દાતા, હૃદય મારે વસો એ ધો. ૫
ચરિત્ર અદભુત કથાયેના, નમુંછું માજી હું નિત્યે;
યમ ભય ના રહે કદીયે, કરે તમ પાન જો પ્રીતે;
દુષ્ટતા હોયજો તદપિ, તમારા ભ્રાત યમ રાજા;
ન મારે એનનાં બાલક, તમારી રાખીને માઝા. ૬
તમારી સેવના કરવા, વપુ મારૂં નવીન થાઓ;
પછી વ્રજનાથથી મારે; વિનાશ્રમથી થશે દાઓ.
તમારા સંગમે કીર્તિ, જગત ગંગા તણી રાજે;
અહો માતા તમારાથી, પ્રથક યશ ના જગત ગાજે. ૭
કમલજાથી અધિક પ્રિય છો, પ્રભુને હે શ્રીયમુનાજી;
શકે વંદી તમોને કો, તમારા ભક્ત વિણ માજી;
પ્રભુ સહ લક્ષ્મીનું સેવન; બનેતો મોક્ષને આપે;
વ્રજાધિપના ચરણ શરણે, તમો વિણ કોણ જે સ્થાપે.
રવિ તનયા હરખ સાથે, તમારાં અષ્ટકો ગાશે;
બળી જૈ પાપ સૌ તેનાં, મુકુંદ ચરણે રતિ થાશે;
વળી સૌ સિદ્ધિયો પામી, વિજય સ્વભાવનો પણ છે;
વદે વલ્લભપ્રભુ પોતે, હૃદયમાં ધારી લેજો તે?
તમારા પાનથી મારી, મતિ નિર્મલ થઈ માજી;
શરણ ભઇલાલ થાવાને, ગજલમાં ગાય છે ગાજી. ૯

---

## દયાળુ હેશ્રીયમુનાજી!

ગઝલ.

જીતાડી દુઃસ્વભાવેથી, કુમતિને કાપજો માજી;
નિરંતર એજ કહું ગાજી, દયાળુ હે શ્રીયમુનાજી! ૧
કલીમલ તારિણી ભક્તિ, અને ગુરૂ ચર્ણ આશકિત;
દિયો શરણાંગતિ શક્તિ, દયાળુ હે શ્રીયમુનાજી! ૨

બધી ચિન્તા શમાવીને, જઠર ભય ટાળજો માજી;
નરક નિવારિણી કૃષ્ણા, દયાળુ હે શ્રીયમુનાજી! ૩
યુગલ શ્રીકૃષ્ણમમ હૃદયે, વસાવો મિત્રજા માજી;
પતિત પણ છું સદા ત્હારો, દયાળુ હે શ્રીયમુનાજી! ૪
રસિક રમણિક વનવૃંદા, વિષે આનંદ જે વરસે;
વસાવો ત્યાં મને હર્ષે, દયાળુ હે શ્રીયમુનાજી! ૫
ભવો ભવના પ્રખર પાપો, સકલ નિજ વ્યાસના કાપો;
પછી વ્રજ નાથને સાંપો, દયાળુ હે શ્રીયમુનાજી! ૬

---

## કૃષ્ણકિરતારને ભજીયે!

ગઝલ.

તરી ભવ સિંધુની પારે, જવા ભાતું હવે સજીયે;
નિરંતર ઓ મુસાફર! ઓ! કપટની વાસના તજીયે;
બધી વાતે પડો ધીમા, કુડા કંકાસ ને કજીયે;
હવે તો એક લ્હે લઇને, કૃષ્ણ કિરતારને ભજીયે; ૧
ધરી લ્યો ભેખ ભક્તિનો, પછીથી ના જરા લજીયે;
અધમનો સંગ ત્યાગીને, ગુરૂ ગોવિંદને ગજીયે;
સુખે પી પ્રેમરસ પ્યાલો, પરમ આનંદમાં જજીયે;
રસિક નિજ વ્યાસનો સ્વામિ, કૃષ્ણ કિરતાર તે ભજીયે! ૨

---

## શ્રીયમુના સ્તુતિ!

ગઝલ.

નમું યમને મહારાણી, તમારૂં દર્શ ભાવે છે!
સદા મથુરાં તટે ત્હારી, મનોહર લ્હેર આવે છે. ૧
તમારા નિર નરનારી, પ્રભાતે નિત્ય ન્હાવે છે;
અપરિમિત દુઃખથી છુટી, સુખદ સમૃદ્ધિ મિલાવે છે. ૨

રસીક શ્રીકૃષ્ણ પ્યારાની, પ્રિયા પટરાણી કહાવે છે;
મુખે તુવ નામ જપનારા, કલહ ચિન્તા વહાવે છે. ૩
કનૈયો તુવ તટે ઉભો, મધુર બંસી બજાવે છે;
ભરી ફુંકે મહા મંત્રો, નિગમ વાણી સુણાવે છે. ૪
અધરઆલીંધીને પીતાં, કૃષ્ણરસ જે મ્હલાવે છે;
સનક શિવ શેષને રસિકો, વિમલ ગુણ નિત્ય ગાવે છે. ૫
પુનિત શુભ નામ જે ત્હારૂં, દુર્મતિને નસાવે છે;
રસિકગિરિરાજધરધરનું, ધ્યાન રૂડુ ધરાવે છે. ૬
વિષમ સંસારને તરવા, વ્યાસ ઉરમાં વસાવે છે;
રવિ તનયા રસિક વિરજા, કલિંદજા તું કહાવે છે. ૭

## જીવ હંસને આપેલી ભાળ!

અરે જીવ હંસ! તું પોતે, પરાધિન પાંજરે પેઠો;
રસિક સરદાર ત્હારો તે, રસિકના મંડળે બેઠો! ૧
તને કેમ ધીર રે' છે રે! લટક જોયા વિના એની;
મહેરમ મોજ ત્યાં મારે, રસિકના મંડળે બેઠો! ૨
ઘણી નિરાંત છે એને, નથી તુજ યાદ એ કરતો;
ચિકનિયો છેલ એ સ્યાણો, રસિકના મંડળે બેઠો! ૩
હવે આ પાંજરૂં તોડી, ઉડી જલ્દિ પહોંચી જા;
વિલાસી વ્યાસ મનમોહન, રસિકના મંડળે બેઠો! ૪

## ( શ્રી યમુના સ્તુતિ. )

રાગ-સારંગ-તાલ ચચરી-યાને ઝુલણા છંદ.

તરણિ તનયા તુંછે, પુનિત જગ પાવની,
સંત મન ભાવની, કૃષ્ણ શ્યામા;
લહર વર અનુપતુજ, રૂપ જલધિ દીસે,
રાધિકા રમણ રતિકરણ રામા૦ તરણિ ૧

સનક શિવ શેષ, વ્યાસાદિ નારદમુનિ,
ધરત તુવ ધ્યાન, જેમ જ ચકોરી;
ભજનમાં ભંગ, કરનાર ને ત્રાડતી,
રસિક વ્રજરાજની, પ્રિય કીશોરી. તરણિ ૨
અધમ ઉદ્ધારિણી, નામ ચિન્તામણિ,
યમુને યમુને, વિરલ ભક્ત ભણુશે;
વિકટ ભવ દુઃખતરી, કૃષ્ણવરને વરી,
કવત કવિવ્યાસ, શુભ લાભ લણુશે. તરણિ. ૩

---

શાર્દૂલ વિક્રિડિત છંદ.

દે જો દર્શન દેવ ગિરિવર ધરણુ,
મસ્તકના બીજે નમે;
ફીકાં સાધન સર્વ શ્રમિત કરતાં,
તે હરિ મુજને ના ગમે. ૧
સાચો સાધુ ગોકુલચંદ ત્હારો નથી છતાં,
બાનાની પત રાખજે;
મનહર મુખ નિરખતાં પલક પજવે,
તેને શિક્ષા આપજે ? ૨
વિરહે વ્યાકુળ થઈ ચળાચળ નમુ, હે કૃષ્ણ ચિન્તામણિ!
રસિકાનંદ રસ મસ્ત રતિ કરવા, જોજે તવવ્યાસજ ભણી. ૩

---

॥श्रीवल्लभः॥

## અમારાં હે શ્રી યમુનાજી !

ચિત્ત મન બુદ્ધિથી ગાવું, સકલ સુખદાયિની દાતા;
મદન કોટિ રૂપે વારૂ, અમારાં હે શ્રીયમુનાજી !
નમાવું શિશ તુવ ચરણે, અખુટ ઉર ભાવ ભરનારાં;

લાડઘેલો લડાવવાને, અમારાં હે શ્રીયમુનાજી!
લલિત વ્રજરાજનાં વ્હાલાં, કુપથ સઘળા તજાવો છો;
હરો દુઃખ દ્વંદ નિજ જનનાં, અમારાં હે શ્રીયમુનાજી!
રિઝી શ્રીકૃષ્ણ વર સોંપો, તમારૂં રૂપ કો માણે;
શંભુ અજ સુરના જાણે, અમારાં હે શ્રીયમુનાજી!
કરો રસનાથથી કેલી, સકલ મર્યાદને મેલી;
રવિજા તુર્યપ્રિય કૃષ્ણાં, અમારાં હે શ્રીયમુનાજી!
નામ શ્રીયુગલીલાવિષ્ટા, શર્ણું શ્રીકૃષ્ણશ્રમજાણું;
ચીયો વા શુદ્ર સૌ તારો, અમારાં હે શ્રીયમુનાજી!
જીવ પોતા તણો જાણી, રસિકરસ વ્યાસ ને દેવા;
એક અન્તઃપુરે વશીયાં, અમારાં હે શ્રીયમુનાજી!

---

સારંગ

રકાળથી વિયોગવટો દઈ, પ્રાણનાથ ના યાદ કરો;
મોહન રસભાવ રસાબ્ધિ, ધણી થઈ હે કરૂણ! વરો. ૧
। નમ્ર બુદ્ધિ ચતુરાઈ, નથી ધર્મબળ પતિત સદા;
ડેલેશ તવ પદરજ પામું, એ બળથી હું તરીશ કદા.
ાત ધીર સર્વાન્તરયામી, સ્વભાવ નિયંતા છો નિર્ધાર;
વિઠ્ઠલ શ્રીવલ્લભ શ્રીગુરૂ, વિયોગ વારક પ્રાણાધાર. ૩
ો અનેક અનુગ્રહિ તાર્યાં હે અનન્ત! હે ચરિત્ર અપાર!
અજતવ ભેદ ન જાણે, સર્વ શાસ્ત્રનો તું છે સાર. ૪
ર નયન ગોપીજન વલ્લભ, સમર્થ સુખ દેશો કયારે
આપ પ્રિયા દાસી પદમાં, વ્યાસતણી કરશો કયારે? ૫
સુજાન મદનાધિક સુન્દર, મુરલી મનોહર મારા નાથ;
પુરૂષ પશુ પક્ષી ઉદ્ધારક, અંગીકૃત ને રાખો સાથ. ૬

---



## શ્રીમદ્વલ્લભપ્રભુપ્રકટિત ષોડશ ગ્રંથાવલી.

ગજલમાં

ગજલમાં ગુંથીને ગ્રન્થો, મને ગુલતાન થાવા દે;
મઝી વલ્લભ તણી વાણી, અહા દીલજાન ગાવા દે.
પ્રથમ દિનકરસુતા[1] સમીપે, દીન થઈ દર્પ દલવા દે;
પછી [2]બાલબોધથી ચારે, પુરુષાર્થો નિરૂપવા દે.

ખરી સિદ્ધાન્તની માલા, કૃષ્ણ કન્દર્પ ભજવા દે;
[4]પુષ્ટિ પ્રવાહ મર્યાદા, વડે ફલસિદ્ધિ ફલવા દે.
ગુપ્ત [5]સિદ્ધાન્તને ગાતાં, બ્રહ્મ સંબંધ કરવા દે;
પુરો [6]નવરત્નમાં ન્હાતાં, હૃદયચિન્તા વહાવા દે.
બોધી અન્તઃકરણ[7] મારૂં, વિવેકે [8]ધૈર્ય દૃઢવા દે;
હવે કલિયુગમાં પૂરો, કૃષ્ણ[9] આશ્રય કરવા દે.
[10]ચતુઃશ્લોકી વિષે રમતાં, ચાર પુરુષાર્થ સરવા દે.
પછીથી [11]ભક્તિવૃદ્ધિના, ઔષધે પેટ ભરવા દે.
જરૂર વક્તાપણું જોવા, મને [12]જલભેદ જોવા દે;
ખરા [13] સંન્યાસને લેતાં, પ્રભુમાં ચિત્ત પ્રોવા દે.
નિરોધનાં [14]લક્ષણો લાવી, હરિ શરણે સુહાવા દે;
જરૂર સેવા [15]ફલજ ખાતાં, પ્રતિબંધો નસાવા દે.
મનસ [16]મધુરાષ્ટકે દેતાં, સકલ અંગો હસાવા દે;
શિક્ષાશ્લોકની ચાબુક, હૃદય મારે લગાવા દે.
રસીલા ગ્રન્થના રસમાં, મને મનસા રસાવા દે;
ખરે સુરભોગ લુંટાયે, ભરી પ્યાલો ચડાવા દે.
પીને અમૃત તણા નીશે, વપુ મારૂં ઝુલાવા દે;
કવે ભાઇલાલ કિંકર રે ! ગજલમાં ગ્રન્થ ગાવા દે.
**ગુરૂ ગોવિન્દ સુત ચરણે**, સદાયે શરણ થાવા દે;
ગજલમાં ગુંથીને ગ્રન્થો, મને ગુલતાન થાવા દે.

---

## ચતુઃ શ્લોક.

### ગઝલ

સર્વદા સર્વ ભાવોથી, ભજો વ્રજરાજ વ્હાલાને;
નિજોનો ધર્મ નહિ બીજો, જપોજી એજ માલાને ૧
કહ્યું મેં તેજ કર્તવ્ય, સદા નિજ જો સ્વતઃ કરશે;

સકલ સામર્થ્ય ધરનારો, પ્રભુ નિશ્ચય પણે વરશે. ૨
વસે સર્વાત્મ ભાવે જો, હૃદય ગોકુલપતિ જ્યારે;
કહે લૌકિક વૈદિકની, હવે પરવા શું રહિ ત્હારે! ૩
ચરણ ગોકુલપતિ કેરા, સરવ ભાવે ધરી હૃદયે;
ભજન ને સ્મર્ણ નિત કરજો, તજોના ખાસ મમ મતિએ. ૪
તદન આ ચાર સૂત્રોથી, વદે વલ્લભ પ્રભુજી જે;
પળી હ્યો વ્યાસજી તેવું, કૃપાળુ શર્ણમાં જૈને. ૫

---

## श्रीमद्वल्लभाचार्य विरचित सिद्धान्तरहस्यम्

ગઝલ હરિગીત

શ્રાવણ શુકલ એકાદશી, મધરાતમાં કહિ જે કથા;
સાક્ષાત શ્રીપ્રભુ પ્રકટ થૈ, તે અક્ષરો કહું છું યથા. ૧
બ્રહ્મનો સંબંધ કરતાં, દોષ સૌ દૂર થાય છે;
જરૂર જાણો પંચવિધના, દોષ જે સંભળાય છે. ૨
[1]સહજ, [2]દેશ,ને [3]કાલથી, [4]સંયોગ,[5]સ્પર્શ, થકી થતા;
યદિ હોય કોય પ્રકારના, તતકાલ તેઓ સૌ જતા. ૩
નિવેદન વિણ સર્વ દોષો, ના થતા નિવૃત કદા:
તે કારણે વિણ સમર્પિત, વસ્તુ બધી ત્યાગો સદા. ૪
નિવેદનીયો એ પ્રભુને, અર્પિ કાર્ય કર્યાં જવું;
ના અર્ધ ભુક્ત સમર્પિને, નિજ દેવ અપરાધી થવું. ૫
તે કારણે સૌ કાર્યમાં, સૌ વસ્તુનુ સ્વાર્પણ કરો;
સમાપત લેવું સદાએ, શ્રુતિ વાકય સદા વરો. ૬
પ્રભુને સમર્પિ લેવું ના, એ ભિન્ન માર્ગ તણા મતો;
કરવો સતત વ્યવહાર, જેવો સેવકોમાંહિ થતો. ૭
પ્રભુને નિવેદી કાર્ય કરતાં, દોષ નિર્દોષિત બને;
ગંગા મળેલાં ગટરજળ, ગંગાસમાં સરવે ગણે. ૮

ગંગા તણુા દૃષ્ટાંત સમ, પ્રભુનો નિવેદી ભક્ત તે;
જરૂર નિર્દોષિત બની, દૃઢ બ્રહ્મતા પામે જ તે. ૯
સિદ્ધાન્ત રહસ્ય વિષે સકલ, શ્રુતિ વેદશાસ્ત્ર સમાય છે;
ગોવિંદસુત ગુરૂ કૃપાથી, દીન વ્યાસ ગઝલે ગાય છે. ૧૦

---

"श्रीवल्लभः"

## ॥ श्रीमद्वल्लभाचार्य विरचित निरोध लक्षणम् ॥

ગઝલ

વિરહનું દાન કરવાને, કૃપા વલ્લભ પ્રભુ કીધી;
નિરોધનાં લક્ષણો માટે, તદિયને આગના દીધી.
થયું દુઃખ જે યશોદાને, વળી નંદાદિ જનને જે;
અને દુઃખ ગોપિકાઓને, કવચિત થાઓ મને પણ તે. ૧
થયું સુખ ગોપીગોકુલને, સુખી ખગ ગાય પણ ભારે;
દયાળુ નાથ એ સુખ તે, હવે દેશો મને કયારે ? ૨
ઉધવ વૃન્દાવને ગોકુળ, પઠાવી આપિયો આનંદ;
મને એ આપશો કયારે ? રસિક સરદાર પરમાનંદ. ૩
સુહૃદિયોની કૃપા થાતાં, પ્રભુ જ્યારે દયા કરશે;
અલૌકિક સુખડાં લેતાં, બધી લૌકિકતા ટળશે. ૪
વિના ઘ્રતનું કદી ભોજન, નથી સુખકાર નિવડતું;
ખરે તેમજ અભકતોના, કીર્તને સુખ ના પડતું. ૫
પ્રભુ ગુણુગાન કરવાથી, નિરોધી ભકતને સુખ તે;
નથી શુક આત્માનંદિને, કહો અભક્તને કયાં તે ? ૬
જુવે નિજ ભક્તને દુઃખમાં, તદા શ્રીજી કૃપા કરતા;
હૃદયમાંથી પ્રકટ થૈ ને, નિજોનાં દુઃખને હરતા. ૭
સરવ આનંદમય પ્રભુનો, કૃપાનંદ પામવો દુર્લભ,
તથાપિ શ્રીપ્રભુજનને, સદાનંદ છે સદા સુર્લભ. ૮

કહે વલ્લભ પ્રભુ પોતે, ગતિ નિરોધની જ જે;
પુરણ વિશ્વાસ રાખીને, અનુભવ માણજો તે તે. ૯
અહંતા સર્વ ત્યાગીને, સદાનંદ કૃષ્ણના થાઓ!
ગુણો ભકતો સહિત ગાતાં, રસિક આનંદમાં જાઓ. ૧૦
પ્રભુએ જમને છોડયા, મગન સંસારમાં તે છે;
ગયા શ્રીકૃષ્ણને શરણે, પરમ આનંદમાં છે એ. ૧૧
જરૂર આ દુષ્ટ ઈન્દ્રિઆદિ, અહંતાને મમંતા જે;
પ્રભુ શ્રીકૃષ્ણમાં જોડે, નિરંનર શુદ્ધિ પામે તે. ૧૨
મુરારીના ગુણોમાંહી, થયું આવિષ્ટ મન જેનું;
કલહ સંસારનો છુટી, બને આનંદ મન તેનું. ૧૩
દયાળુનું દયાપણ એ, રહે ગુણગાન મય મન જો;
કહો! સંસારથી તર્યો, ગુણી ગોવિંદ ગિરિધરઓ! ૧૪
ભગવદ ધર્મ સામર્થ્યે, વિષય વૈરાગ્યતા આવે;
ગુણો ગોવિન્દના ગાતાં, ન દુઃખનું ભાન પણ થાયે. ૧૫
અવર સૌ જ્ઞાન માર્ગ કરતાં, ગુણાનુવાદ છે મોટો;
ગુણાનુવાદથી મત્સર, અને નહિ લોભ રહે ખોટો. ૧૬
હરિ મૂર્તી તણું ધ્યાનજ, વિવિધ મનોર્થથી કરતા;
દરશને સ્પર્શનાદિથી, પ્રભુના સંગમે ઠરતા. ૧૭
શ્રવણ કીર્તન કરો એવું, તનુજ સમ કૃષ્ણ રતિ થાયે;
મળેન્દ્રિય પણ તજી મળને, વિરહ વેઠી સમીપ જાયે. ૧૮
ન દીસે ઇન્દ્રિયો જે જે, પ્રભુ સેવા વિષે તેને;
જબર ઝકડી કરી કબજે, પ્રભુમાં જોડવી એને. ૧૯
નથી શ્રીકૃષ્ણ વિણ મંત્રો, અને સ્તવનો પ્રખર ક્યાંઈ;
શરણ શ્રીકૃષ્ણ વણ વિદ્યા, વળીના તીર્થ વર કોઈ. ૨૦
આધિદૈવિક પ્રતિબંધો, સકલ ટળવા મહાપ્રભુએ;
વિચારી વ્યાસ જીવ માટે! શરણ વત્સલ દયાળુએ. ૨૧

## श्रीमदाचार्य विरचित विवेकधैर्याश्रयम्

ગઝલ

તત **વિવેક** ધિરજને, તદાશ્રય ના જરા તજશો;
વેકાદિ કરી લેતા, વિપશ્ચિત બ્રહ્મ ને ભજશો. ૧
તે ઇચ્છા વિષે શંકા, કરી વિનવે થવાનું શું!
રવ સ્થાને પ્રભુ સત્તા, વિચારો તો જવાનું શું! ૨
તે ઈચ્છાતણે આધિન, થઈ અભિમાનને તજશો;
ધિક અંતરાત્મની આજ્ઞા, થતાં એ ભાવના ભજશો. ૩
રીર સંબંધ મુકાવા, વિચારો નાથ જ્યાં કરતા;
દા આપત્તિ કાર્યોમાં, કહો હઠ કેમ જૈ ધરતા. ૪
થી હઠ જો પ્રભુ કાર્યે કારણતો કાં બીજે કરવી;
સિદ્ધ વિવેક છે આવો, હવે **ધૈર્યે** મતિ ધરવી. ૫
રણ પર્યંત હમ્મેશાં, ત્રિદુઃખસહવાં જ એ **ધિર જ**;
મતા ના છાશમાં જેમજ, શરીર મમત તજો તેમજ. ૬
ળી આવે દરદસામા, ઉપાયો ત્યાં ન હઠ કરવી;
સત જનના અતિક્રમને, સહીમતિ નાથમાં ધરવી. ૭
રૂર સ્થુલ દેહના કાજે, ઇન્દ્રિનાં કાર્યને તજવાં,
શૂર પણ છોડવાબલના, તહાં લગ નાથશ્રી ભજવા. ૮
મશક્તિ જ્યાં સુધી મનની, વિવેક ધિરજ વિષે જેને;
રિ દુઃખ હારતાપણુની, ભાવના રાખવી તેને. ૯
રૂર આલોકકે પરમાં, હરિ **આશ્રય** વિના મારૂં;
રદ કે હાનિ અઘ ભયથી, મુકાવા કોણ થાનારૂં. ૧૦
ક્તનો દ્રોહ ભકત્યભાવે, ભકત અતિક્રમ થતો તેમાં;
મને શક્તિ અશક્તિમાં, પ્રભુ આશ્રય કરો કેમાં. ૧૧
મહંકારી કૃતિ મધ્યે, કદા સૌ પોષ્ય વર્ગો જો!
રે અપમાન પણ તોયે, પ્રભુશરણાં ગતિ કરજો. ૧૨

અલૌકિક મનતણી સિદ્ધિ, અને પૂર્વોક્ત બાબતમાં;
શરણુ વ્રજનાથનું ભજતાં, ગિરા બાંધો જ એ લતમાં. ૧૩
હરિ વિણનું ભજન બીજું[1], અવર સ્થાને ગમન કરવું[2];
અને કો–કાર્ય એ ત્રૈમાં, [3]અવર ભજતા પ્રથમ મરવું. ૧૦
નથી વિસ્વાસ તુંમાં તે, પ્રતિબંધક સરવમાં છે;
બ્રહ્મસ્ર ને ચાતકા ભાવે, જતાં મદ શ્યામ સેવજ છે. ૧૦
નિચાં ને ઉચ્ચ જે કામો, વિના મમતા થકી કરવાં;
વધુ કહેવા વડે ફ્લશું! હરિ ભાવો બધે ધરવા. ૧૦
નિરંતર સર્વને હિતકર, વચન આશ્રય વિષે કીધાં;
કલૌ ભક્ત્યાદિ જે માર્ગો, થવા સુખ સાધ્ય તે દીધાં. ૧૦
વિવેક ધૈર્યાશ્રયે રહિને, શરણુ વલ્લભતણું કરશે;
વદે છે વ્યાસ વિશ્વાસુ રૂડા વ્રજરાજને વરશે. ૧૦

---

## श्रीमदाचार्य विरचित बालबोधम्

ગઝલ

સદા આનંદના દાતા, દુરિતહર કૃષ્ણ પ્રણમીને;
કહું સિદ્ધાન્તનો સંગ્રહ, તનુજોને પ્રબોધિને. ૧
પ્રથમ ધિમંતને માટે, ચતુઃ પુરૂષાર્થ જે જે છે;
તથાપિ જીવને ઈશ્વર, વિચારિત ભેદ ત્યાં બે છે. ૨
અલૌકિક વેદ વર્ણે તે, વિભુકૃત ચાર પુરૂષાર્થો;
ઋષિ કૃત જે પ્રભુ પ્રેર્યાં, સ્મુતિમાં તે લસે અર્થો. ૩
વિચારેલાં વિભુએ જે, નિગમથી તે જણાયે છે;
ધર્મને કામશાસ્ત્રાદિ, સકલ સાનુક્રમાયે છે. ૪
ધર્માદિ સિદ્ધિદા શાસ્ત્રો, તણો નિર્ણય નથી કહેતા;
જીવકૃત મોક્ષ સ્વતઃ પરતઃ, સિદ્ધિકર શાસ્ત્ર તુર્ય લ્હેતા. ૫

રાગ-હરિગીત ગઝલનો

ાસ્ત્ર બે બે ને વિષે, સિધ થતા મોક્ષો જે રહ્યા;
યાગીને અત્યાગ એ બે, ભેદ સાંખ્ય વિષે કહ્યા. ૬
ંસારી પણ સર્વાંશ જાતાં, અહંકૃતિ ઉપજે નહિં;
નેજ રૂપમાં સ્થિરતા થતાં, કૃતાર્થ જીવ થતા સહિ. ૭
ા સાંખ્યમાં માનેલ મોક્ષ, પુરાણ કોઈ બતાવતું;
ાણ બાહ્ય સાંખ્ય તજી દઈ, ફલ એક સૌનું આવતું. ૮
યાગના કરવા વિષે, અતિ યોગ્ય યોગનો માર્ગ છે;
ાણ ત્યાગ કરવો મનવડે, સિદ્ધયોગ થયે કૃતાર્થ છે. ૯
મન્ય દેવાશ્રય થકી તો, ઉભય મોક્ષ નિરૂપતા;
બ્રાહ્મણપણાને પ્રાપ્ત બ્રહ્મા, તદ્‌રૂપે સૌ સેવતા. ૧૦
ા મોક્ષદે બ્રહ્મા કદી, નિજ શાસ્ત્રમાં પોતે કહે;
મે કારણે જગ હિત કરા, શિવ વિષ્ણુને સર્વે લહે. ૧૧
ાલન અને સંહાર કર્તા, સકલ શાસ્ત્ર પ્રવર્ત્તકા;
ાહ્મ સત્વ સ્વરૂપથી, ઉદે થતા નિર્દોષકા. ૧૨
ામોક્ષદે શિવાજી કદા, સ્વશાસ્ત્રની મધ્યે કહે;
મે કારણે જગ હિતકરા, શિવવિષ્ણુને જગમાં લહે. ૧૩
ામર્થો જે ભોગવે તે, દીયે નહિં કો જનને;
છતાં અતિ પ્રિય હોય તેને, કવચિત દે એ ધનને. ૧૪
નેયમિત કરેલ અર્થદાને, તદીયપણ થઈ જાય છે;
ે ભક્ત હદ ટપી માગતા, તે દેવને શ્રમ થાય છે. ૧૫
વભાવ જીવનો દુષ્ટપણ, તે દોષ દૂર કરવા અરે;
ાવણાદિ કર ખૂબ પ્રીતથી, તુજ કાર્ય સૌ સરશે ખરે. ૧૬
ોક્ષ છે વિષ્ણુ સુલભને, શિવથી ભોગ અપાય છે;
નેજ દેવને સ્વાર્પણ કર્યે, તદીયત્વ સુદૃઢ થાય છે. ૧૭

તેનાપણા વિણ ભલે **આશ્રય**, કર્યો તેથી શું થયું !
તદીયપણુના મોક્ષ જેવો, ના મોક્ષ દે સાચુ કહ્યું. ૧૮
નિજ ધર્મનું પાલન કર્યે, છે ભાર બમણો પ્રભુ પરે;
વર્તન નથી ત્યાં ફલ નથી, આ જ્ઞાનમાં ભ્રમના ખરે; ૧૯
આ બાલબોધ ભણે શીખે, ને સાંભળે ઉર ધ્યાન દૈ;
નીત કરે **અમૃતપાન** સુખથી, વદે કૃતકૃત વ્યાસ થૈ.

---

## अन्तकरणप्रबोध.

ગઝલ.

હૃદય તું વાક્ય મારાંને, થઈ સાવધાન સાંભળજે !
નથી પર કૃષ્ણથી કોઈ પુર્ણ નિર્દોષ પુર્ણ ગુણ તે. ૧
થતાં ઇચ્છિા નૃપત કેરી, કરી ચાંડાલની પત્ની;
કદા અપમાનમાં આવી, છતાં એ રાજ માનિતી ૨
ખરે સર્વાપણુ પહેલાં, હતો નહિ શ્રેષ્ટ અધિકારી;
અધમતા શું કહું મારી, વિમાસણ થાય છે ભારી. ૩
કદાપિ હું કૃતિ સામું, ન જોશો પાર નહિ આવે;
સત્ય સંકલ્પ છો સ્વામિ, અન્ય કરશોજ નહિ હાવે; ૪
ધર્મ છે એજ સેવકનો, સ્વામિની સંમતિ રે'વું;
પ્રભુને લોક સમ લેખી, નહિ અપરાધ પણ સ્હેવું. ૫
ભર્યું જોબન જતાં પુત્રી, વળાવે ના પતિ પાસે;
રિઝેના એહનો સ્વામિ, નિરંતર રે'જ ઉદાસે. ૬
શરણુમાં રાખજો મુજને, ગતિ લૌકિક નવ થાયે;
સમર્પ્યું હે પ્રભુ મનડું, તથાપિ મોહમાં જાયે. ૭
થવા નિશ્ચિન્ત આ માર્ગ, વચન વલ્લભતણાં જાણો;
કરણુમાં જે જને ધાર્યાં, થયાં કૃતાર્થ તે માનો. ૮

કદાના ભિન્નતા લેખો, વલ્લભ કૃષ્ણુ એક સ્વરૂપ;
જીવોને કાજ દેખાડયા, ધર્મ આ દાસના તદ્દરૂપ. ૯
ગજલમાં ગુંથીને ગતાં, મઝેનો હર્ષ આવે છે;
હવે આ ગ્રન્થની પાછે, અવરના એક ભાવે છે. ૧૦

---

## શ્રીગુરૂવ્રજરત્નલાલશ્રીની સ્તુતિ !
### સૌંદર્ય

.ર્મ નીતી લય થાય છવાય કુકર્મનુ, વાદળ વિશ્વમાં જ્યારે;
ાન નાથ દયાલ દયા ધરીને, સુચી સંતને ભક્ત તણી ચઢે વ્હારે,
ાય યુગ વિષે ધરી દેહ ધરાપર, સાચવીયાં નિજ ભક્ત કૃપાળે
માજ કલી કૃત કાલની ઝાળથી શ્રીવ્રજરત્ન બચાવે અત્યારે. ૧
શ્રીગુણુવંત ઘણા રૂપથી ભયહારી બની નિજ ભક્તને તારે;
ાર્મ તણો મચીયો ઝઘડો, તવ વલ્લભરૂપ શ્રીકૃષ્ણ પધારે;
ષ્ણુદેવ નૃપતિ દરબાર, કરી વરવાદ ધરી વિજય વરમાળે;
ાન્ત કીધા સૌ પંથ સમસ્ત, શુદ્ધ અદ્વૈત પ્રમાણુ સૂધારે. ૨
મન્ય ગુરૂ અમથા પજવે, નિજ પંથનું મૂળ મળે ન લગારે;
ગ્રંથ વિષે ગુંચવાઈ મરે, અભિમાનથી ડીંગળ હાંકે વધારે;
સેદ્ધાન્ત પ્રસન વદને ધરીને, વર પુષ્ટી સુધર્મના પંથને તારે;
માજ કલીકૃત કાલની ઝાળથી, શ્રીવ્રજરત્ન બચાવે અત્યારે. ૩
ારતના માર્તંડ રસિકરસ ચુર લલિત વર પૂર્ણ કૃપાલે;
ાદ વિજય ગુરૂ જક્ત તણા ગુણી ભક્ત સહુ જયકાર ઉચારે;
ાન નભે સૂરવૃન્દ કરે, સ્તુતિ આરતી નારદ શારદ સારે;
દેવ્યપદે દીન વ્યાસ નમે, જયકાર વિજય ધ્વનિ સર્વ ઉચારે. ૪

---

# ગો૦ શ્રી ૧૦૮ શ્રીવ્રજરત્નલાલજી મહારાજની સ્તુતિ.

હરિગીત

અવીચ્છિન્ન સહસ્ત્ર કલારવી, રાજે સુઅભ્ર સૂવર્ણનો;
શુભ જયેષ્ટ કૃષ્ણ ત્રયોદશી, બુધવાર ધારણ ધરણનો;
દશ દિશ વિજય ધ્વનિ થાય, મંગલગાય કલરવ સુંદરી;
સજી સોલે શુભ શણગાર, યશ વ્રજનારી શોભા માધુરી. ૧
મળી સજન પુષ્ટી ભક્ત જનના વૃંદ નરનારી બહુ,
વ્રજચંદ શ્રીવ્રજરત્નજી મહારાજ ને નિરખે સઉ;
છબી લલીત શોભા ધામ પૂરણકામ શ્રીવ્રજરત્નજી;
વારી લીયે સૌ વારણાં વ્રજરત્નનાં બહુ યત્નથી. ૨
સૂચી માતૃ પ્રત્તન નગરીમાં, એ ગિરિધરણ પધરાવીયા;
ધ્વજ વિજય મંગલદ્વાર, મૌક્તિક તોરણો સુધરાવીયાં;
મંગલ ભવન મંગલ સજન મંગલ સુભટ દર્શીત ખરે;
મંગલ મનોહર મંચપર, વ્રજભૂપને ચમ્મર ઢળે. ૩
જય જય શ્રીવલ્લભદેવ, શ્રીવિટ્ઠલેશ દિવ્ય સૂધામયં;
વર પ્રકટ બ્રહ્મ સ્વરૂપ વ્રજપતિ કોટી અર્ક પ્રભાસ્વયં;
જગદાત્મ સ્વામિ સકલ વ્યાપક, આદિઅંત અવિચલા.
વ્રજચંદ શ્રીવ્રજરત્નજી મહારાજ આનંદ સાગરા. ૪
અખીલેશ પ્રભુવ્રજનાથ વ્યાપકબ્રહ્મ પ્રકટયા વ્રજપુરી;
ગોલોક યમુને તીર સ્વચ્છ સુનિર શોભા માધુરી;
યદુવંશ વિમલ પ્રતાપ ભાનુ વિશદ યશ ગુણ નાગરા;
વ્રજચંદ શ્રીવ્રજરત્નજી મહારાજ આનંદ સાગરા. ૫
વર વેદ શંકર શેષ નારદ, શારદે સ્તુતિ આદરી;
પરીપૂર્ણ પુરૂષોત્તમ પ્રકટ શ્રીકૃષ્ણચંદ કૃપા કરી;
ગીરિવર ધરી લીલા કરી, સૌ ગોપીજન સુખીયાં કર્યાં;
વ્રજચંર શ્રીવ્રજરત્નજી મહારાજ આનંદ સાગરા; ૬

વર વ્રજ ભૂમી સુરત તણી દૈવી કૃતિ કીર્તી રવે;
તીકેટ છઠ્ઠી ગાદીના, સૌ દેશ યશ ધ્વજ ફરફરે;
ગીરિવરધરણ શ્રીનાથજી પ્રકટી હસાવી સૌ ધરા;
વ્રજચંદ શ્રીવ્રજરત્નજી મહારાજ આનંદ સાગરા. ૭
શ્રુતી વેદ શાસ્ત્ર પ્રમાણ સૂચી સિદ્ધાન્તના ગ્રન્થો ભરી;
વર પુષ્ટિ ધર્મ દૃઢાવીયો, અદ્વૈત વાણી ઉચરી;
અખીલ ભૂમંડળ તણા, આચાર્ય શ્રીવલ્લભ વરા;
વ્રજચંદ શ્રીવ્રજરત્નજી મહારાજ અનંદ સાગરા. ૮
ભટ્ટ શ્રીલક્ષ્મણ ગૃહે, આ કૃત યુગે કરૂણા કરી;
સૂચી વિપ્ર વલ્લભ દેવ પ્રકટ્યા દૈવી જીવ તારણ હરી;
શ્રી પ્રકટ પુરૂષોત્તમ સ્વરૂપ વિઠ્ઠલેશજી સોલે કલા;
વ્રજચંદ શ્રીવ્રજરત્નજી મહારાજ આનંદ સાગરા. ૯
કૂળ દીપક વલ્લભ દેવના વિઠ્ઠલેશ કુંવર સુ સપ્તજી;
ભૂવિ દૈવી અંશથી પ્રકટીયા વરવંશ કુંવર અનંતજી.
સેવા વિવિધ નિપજાવી ગાદી સપ્ત ધરી કૃતકૃત કર્યા;
વ્રજચંદ શ્રીવ્રજરત્નજી મહારાજ આનંદ સાગરા. ૧૦
આળેશ તીલક શ્રીમાન શ્રીપતિ વ્રજપતિ વ્રજરત્નજી;
ગાદી પતિ કૂલવંશવાધક વેદ યશ ગુણી રત્નજી;
દ્વયલાલ મદનાતિસુન્દર સકલ ગુણ ગણ નાગરા;
જયજય જયતિ જયજય જયતિ જયજય કરા. ૧૧
વ્રજચંદ શ્રીવ્રજરત્નજી શ્રીપુજ્ય પદવર કમલશ્રી;
અભિષેક આદ્ય સિંહાસને, સ્વાતંત્ર શ્રીપદ અમલશ્રી;
'બલ કૃષ્ણરૂપ દ્વેલાલ નેનવિશલ,' રસિક સૂધા ભર્યા.
જયજયજય શ્રીવ્રજરત્નજી મહારાજ આનંદસાગરા. ૧૨

રળીયામણાવર સૂરપુરે, કીર્તીધ્વજા ઘન ફરફરે;
આનંદે બાળશ્રીકૃષ્ણનાં, દૈવી જીવો દર્શન કરે;
મંગળભૂવન મણિ ખચિત કંચન, મહુલ ઉત્તમ કૃતિધર્યા;
જયજયજય શ્રીવ્રજરત્નજી, મહારાજ આનંદસાગરા. ૧૩
વર પુષ્ટિપથ માર્તંડના, પ્રતિપાલ શ્રીગુરૂ ઈશ્વરા;
દીગ્વિજય ધરી દેશાન્તરે, લઘુ અધમપથ સૌ દૂર કર્યા;
અદ્વૈત શુદ્ધ પ્રમાણીને, સર્વોપરી ગુરૂપદ વર્યા;
જયજય જય શ્રીવ્રજરત્નજી, મહારાજ આનંદસાગરા. ૧૪
શ્રીઆદ્યપુરૂષસ્વરૂપ અધિકઅનુપ શ્રીગુરૂવર તમે;
ધન વિષ્ણુ ધર્મ ધુરંધરા, તવપદે વ્યાસ સદા નમે;
આચાર્ય પદ સૌ શ્રેષ્ઠનું કરીને બતાવ્યું ગુરૂવરા;
જયજયજય શ્રીવ્રજરત્નજી મહારાજ આનંદસાગરા. ૧૫
વર પુષ્ટિ પથ વિશાલ માનનું છત્ર ધરી ભૂવ વિચર્યા;
સિદ્ધાન્ત સત્ય પ્રસન્ન વદનથી, સર્વના સંશય હર્યા;
સૌ અન્યપથ આચાર્યના ક્ષેપક મતોને દૂર કર્યા;
જય જય જય શ્રીવ્રજરત્નજી મહારાજ આનંદ સાગરા. ૧૬
વર પરમ પુન્ય પ્રતાપ શ્રીવ્રજરત્ન રૂપ શુભાકૃતિ;
વર વિજય વેદ વિશાલ માન શ્રીમાન ધર દૃઢ શ્રીમતિ;
વર બ્રહ્મ તનયા સરસ્વતી, તમ શરણ માનુ સુખકરા;
જય જય જય શ્રીવ્રજરત્નજી, મહારાજ આનંદ સાગરા; ૧૭
ચંદ્રના દરશન થકી જ્યમ ચકોર આનંદિત બને;
ખીલતી વસંતે ઉપવનો, જ્યમ વૃક્ષ નવ પલ્લવ બને;
સૂર્યના દરશન થકી જ્યમ કમલ સરોવરમાં ખીલે;
વ્રજરત્ન ગુરૂવર દર્શને દીન વ્યાસનું દીલડું ઠરે. ૧૮

વર પુષ્ટિ પંથનો વિજય તે, તમ દરશને દરશાય છે;
આચાર્ય પદનું કાર્ય તે તમ કર કમલથી થાય છે;
અદ્વૈત શુદ્ધ પ્રમાણુના કીર્તી ધ્વજો અભૃ ધર્યા;
જય જય જય શ્રીવ્રજરત્નજી મહારાજ આનંદ સાગરા. ૧૯
દૈવી જીવ ઉદ્ધારનું સુચી કાર્ય પૂર્ણ પ્રીતે કરો;
તે દેખી હરખે અમાપથી ગુણગાન કર વિદ્યાધરો;
ગાંધર્વ પ્રબલ પ્રમાણુમય આલાપે રાગો રસ ભર્યા;
જય જય જય શ્રીવ્રજરત્નજી મહારાજ આનંદ સાગરા. ૨૦
સતયુગ આ કૃતયુગમાં તવ દર્શને દર્શાવીયો;
ઉપકારી દૈવીજીવના શીક્ષા સુધર્મ દૃઢાવીયો;
પૂર્ણ પુરૂષ તવ દર્શને દેવો સકલ અભ્રે ભર્યા;
વ્રજરત્નજી મહારાજ મમ શિરતાજ આનંદસાગર. ૨૧
વ્રજચંદ્ર શ્રીવ્રજરત્નને શિરછત્ર ચંદ્ર ધરી રહ્યો;
સૂર્ય કોટી કલા કરી નભ કીર્તી રૂપ કીલકી રહ્યો;
દેવ દુંદુભી ગરગડે કરે ગાન સૂર સબ ચાચરા;
જય જય જયશ્રી વ્રજરત્નજી મહારાજ આનંદ આગરા. ૨૨
વર પુષ્ટી પથ માર્તંડનો સૂચી કીર્તી ધ્વજ ઘન ફરફરો;
સ્વસ્થાન સૂર્યપુરીધિશા, દીન વ્યાસપર કરૂણા કરો;
વ્રજભૂષણ વર ઘનશ્યામ સ્વરૂપ સુધા ભર્યા;
જય જય જયશ્રીવ્રજરત્નજી મહારાજ આનંદસાગરા. ૨૩
આનંદથી સૂચી છંદ આ–જન ગાય પ્રીત પ્રમાણીને;
નિજ ગુરૂ કૃપાદર્શાય ભક્તિ સધાય સર્વે પ્રાણીને;
દૈવી કૃતારથ થાય નિતનિત ગાય ઉલટ આણીને;
ગોવિંદ સુત ગુરૂ સહાય વ્યાસ વદાય ધન્ય એ વાણીને. ૨૪

---

## સારંગ

(ગાય શ્રુતિ ગુણરૂપ અહર્નિશ ધરી ધ્યાન વિચાર) એ રાગ.

ગોપીપ્રિય ગોવિન્દ ગિરિધર, ગુરૂ રૂપે ભૂવ ઉતર્યા;
સ્વાર્તજન સંતોષી સઘળા, અધમ પથ અળગા કર્યા. ૧
મિથ્યાવાદી જીત દશ દિશ, વિજય ધ્વજ ફરકાવીયો;
શ્રીબાલકૃષ્ણ કૃપાલ દર્શે, મોદ જગ વરતાવીયો. ૨
વ્રજરાજ હે વ્રજરત્ન! ભાગવત ભાવરસ અબ્ધિતમો,
જનાર્તિહર જગદાત્મ અઘહર, શરણ યાચું જીવ અમો. ૩
રસિકેષ હે વરદેશ! અતિ ગંભીર અનુપમ સુખ નિધિ;
તવ ચરણ કંજ પરાગ લંપટ લાભતા અઢકળ સિદ્ધિ. ૪
નયનાગ્રેકરૂણાદૃષ્ટિથી, રસ વશ કરો વિઠ્ઠલ હરિ;
લાડિલી પ્રાણેશ પદ રજ, દાન દ્યો જીવ નિજ કરી. ૫
લલિત ધિર ઉદાર કૃષ્ણાધર રસત્તર અદય;
જીવિતેશ હે હૃદયેશ! દઈ ઉપદેશ કરતા શુચિ હૃદય. ૬
મદસુદન મદનાધિક સુન્દર મુરલી મનહર છો સદા;
હા નાથ! કૃષ્ણ વિરહાનલા, ફલદાન એ કરજો કદા. ૭
રાજ અવર ન યાચુ તમથી, તવ પાદપદ્મની રજ વિના;
જાણી વ્યાસ પોતા તણો, કરજો જીવન કૃષ્ણાધિના. ૮

---

## સંવત ૧૯૮૨-૮૩ના જ્યેષ્ટ ચતુર્થી

રાગ નરસઈનો-ઇપદેષૈકાદશી

### ઉપદેશક એવા જોઈએ!

કોહિનુરના સરખા સાચા, નિજ સાર્થકના કરનારા;
રહી સંસારે મનવશ રાખે, ઉપદેશક એવા જોઈએ! ૧
નરસાં કર્મ ન નજરે આણે, સૌપર સમતા રે સરખી;
ઈશ આધિન થઈ મારે મમતા, ઉપદેશક એવા જોઈએ! ૨

પારસમાણુ પથ્થર સમ ગણુતા, લોભ મોહ નવ 'હું' મા
ભગનિ માત સમ ભવનીભામા, ઉપદેશક એવા જોઈએ! ૩
સમાન ભાવે સૌને નિરખે, જ્ઞાનજ્ઞ આસુરી દૈવી;
પ્રાણુનાથ પર પ્રાણુના દાતા, ઉપદેશક એવા જોઈએ! ૪
ખટરસ ઇચ્છા અળગી કરીને, હરિરસ પ્યાલી પીનારા;
દ્રઢમન ઈન્દ્રિવશ કરનારા, ઉપદેશક એવા જોઇએ! ૫
નિઃસ્વારથ અમૃત વાણીનાં, અવિચળ ઝરણું જે મુખમાં;
વિભુના વિરહે અખંડ ઝુરતા, ઉપદેશક એવા જોઈએ! ૬
ઉન્મત પરમાનન્દે ક્ષણુમાં, પૂર્ણબ્રહ્મથી કેલી કરે;
અનન્ય ભક્તિ સ્વામિ સેવકપણુ, ઉપદેશક એવા જોઈએ! ૭
સ્વર્ગમુક્તિનો સ્વાદ ન ઇચ્છે, શ્રીકૃષ્ણુ વ્યસન સુદ્રઢ જેને;
પ્રેમલક્ષણા પરમાસક્તિ, ઉપદેશક એવા જોઈએ! ૮
સૂત્રવેદશ્રીભાગવતગીતા, તુર્યતત્વ, ખંતે જાણે;
જાણી તત્વને માણે પોતે, ઉપદેશક એવા જોઈએ! ૯
કૃષ્ણુ વિરહ તન ધિકે ધગધગ, રોમાંચ થઈ અશ્રુ ઝરતાં.
શુભ ધર્મી ને સાચા કરમી, ઉપદેશક એવા જોઇએ! ૧૦
ત્રયગુણ તજી ભક્ત થઇને, ભક્તિ કરાવે કૃષ્ણુ તણી;
વ્યાસવદે ભાઇલાલજ પોતે, ઉપદેશક એવા જોઇએ! ૧૧

---



॥ श्रीवल्लभः ॥

## श्रीविठ्ठलेशप्रभुनो विप्रयोगरस કહોકે विज्ञप्तियो

### व्यासविरचित

काव्यरसिकावलि टिकासहिताः

### प्रथमरस—१ विज्ञप्ति.

; નાથ તવ પદાબ્જ બદલે, જીવ સાધન જો ઈચ્છો આપ;
ાજ તોષ લાયક વર કૃતિવણ, આણુ જીવ પીડાશે અમાપ;
ેચારી નિજ મહાત્મ્ય અનુપમ. સ્વમુખાબ્જ રસ દર્શાવો;
મહો પ્રાણુ મમ નયન ઉભય, તવ દર્શનથી સુખીયાં થાવો. ૧
જાણું મુજ કોટિ દોષ તે કોટિ સાધનથી નવ જાય;
ાતિ અભાગ્યે દીલથી ન છોડું સમરથ નાથ બળે છોડાય;

; હિન પણ ગોપી પદ રજે, મમ શિર અંકિત છે તેથી;
ક વ્રજપતિ! નિર્વેદ તદન થૈ, ઉર આનંદ વધે એથી. ૨
જે પ્રભુ અર્થે દેહ ધર્યો છે, તેની ઈચ્છા સમ છો થાય;
ક કૃપાલ કરો રૂચે તે, કદા કિંચિત વિનવું ના ત્યાંય; ૩
જે પ્રભુ વિણ ક્ષણના રહેતી, તે પ્રભુવિણ દિવસો વહી જાય;
એથી અધિક કપટ શું બીજું! મહા કપટ મુજમાં કહેવાય. ૪
અતી વૃષ્ટિ પીતાતા વ્રજની, ગિરિ કર ધરી રક્ષા કીધી;
મક્તાર્તી ભય નાથ સહો નહી, તેથી દાવાગ્નિ પીધી
ગોપીજન વિરહાનલ શમયન, દિનાન્તે ગોષ્ટે આવે;
એવા દયાલ ગોકુલેશ તજીતે, અતિ કરૂણા કરવા કહાવે. ૫
મંદ ભાગી જાણું હું તેથી, દયાલ પણ ગોકુલેશ તજ્યુ;
નેજ જનનું દુઃખ સહતા નહિ તે, સ્વભાવપણ ઉલટ સજ્યું. ૬
હે નાથ! આપ વિયોગાબ્ધિમાં, આશા તૃણ અવલંબી રહી;
એક આપ અનુગૃહ બલથી, તરતી છું ને તરીશ સહી. ૭
મેઘ તણો સ્વભાવ સહજ છે, નિજ સમયે જલ વર્ષાવે;
છતાં તૃષાની ચાતક પીડા, નિઃસંશય મુખ દર્શાવે. ૮
હું અપરાધી નાથ ખરો પણ, આપ ચરણનો દાસ સદા;
શરણ સેવકનો ત્યાગ કરો તે, ઉચિત ન ગણાશો આપ કદા. ૯
આપ તણો અંગીકૃત તેને, કાલ કર્મ વશ કેમ કરો!
હે સુંદર! ના ઘટે તમોને, અંગીકૃતને ખાસ તરો. ૧૦
આપ સ્વતંત્ર અનુગ્રહ કરતા, તેથી દીન વિનવું તમને;
હે ગોકુલેશ! મર્યાદા મંડન, ઘટે તેમ કરજો અમને. ૧૧
આપ પ્રસન્નતાનાં સૌ સાધન, હે ગોકુલેશ! ના મુજ પાસે;
ના તજશો હે સકલ શક્તિધર! શરણ સતત છું તવ આશે. ૧૨
આપ ઇચ્છાથી નાથ કરો ત્યાં, હું શું વારંવાર કહું;
હે ગોપી પ્રિય! પ્રાણનાથ મમ, જે કરશો તે સર્વ સહુ. ૧૩

હે વ્રજભૂષણ ! આપ પદ પદ્મની, એકરેણું સૌ પુનિત કરે;
સર્વ રેણુંથી હું મારાના, નાથ આપ ત્યાં ભય શું કરે. ૧૪
હે વ્રજપતિ ! કાષ્ટ કીટ તે, કાષ્ટ સત્વ ખૈ કાષ્ટે રહે;
પ્રાણી પ્રાણુંતર પ્રેમતેમ રહિ, પ્રેમીને ખાય પણ સુખ ન કહે. ૧૫
લૌકિક જીભે નામ આપનું, જીવ જપવા નહિ યોગ્ય પ્રભુ;
ક્યાં અલૌકિક નામ તમારૂં, લૌકિક વાણીનું શું ગજુ. ૧૬
એમ સત્ય હું જાણું પોતે, આપ નામનો સર્વ પ્રભાવ;
જે ક્ષણ નામ જપુ છું ત્યારે, દિવ્ય યોગ્યતા દિસે હાવ. ૧૭
અંગીકાર કર્યાની યોગ્યતા, ફક્ત જીવમાં આવી વશી,
જીવાધિકારનો તર્ક કરો તે, કૃપાનિધિ કંઇ યોગ્ય નથી. ૧૮
વેદાધિકાર મળયો છે તદપિ, ભલે નષ્ટ થૈ બાધક થાવ;
શ્રીરાધાપદપદ્મની દાસી, એજ પ્રસન્નતા મારી હાવ ૧૯
મારો જીવ છે એમ જાણીને, કોના પર ના દયા કરો;
ગમે તેવો પણ આપ તણો હું, તે ઉપર ક્યમ ઢીલ કરો. ૨૦
આપ પ્રસન્નતાનું એક સાધન, શ્રીઆચાર્યજી દૈન્ય કહે;
પ્રસન્ન થજો હુંમાં સ્વલ્પાધિક, દૈન્યભાવ જે બની રહે. ૨૧
આપ કરો તે છે સૌ ઉત્તમ, આપ નાથ મારે છો એક;
મન ધીરજ ના રાખી શકતું, હવે અધિરૂં બનતું છેક. ૨૨
અપ્રસન્ન કે પ્રસન્ન હો પણ, હું છું આપ તણો હે નાથ !
પ્રથમ કરેલા અનુગૃહનું, સ્મરણ કરી લ્યો આપો આપ. ૨૩
મુજ કૃતિફલ ભોગ ક્યાં સુધી, કરવો પડશે હે મમ નાથ !
આપ પ્રભુ છો અંતર્યામી, ઘટતું કરજો વિનવે દાસ. ૨૪
અપરાધી અજ્ઞાન છું તદપિ, રક્ષણ કરવા યોગ્ય છઉં;
હે નાથ શું ત્યાગ કરો છો ! ઘટે ન તમને એજ સહુ. ૨૫
શ્રીવિઠ્ઠલનો વિપ્રયોગરસ, તેનાથી જે પાત્ર ભરાય;
વ્યાસ વદે ભાઈલાલ છગન, વણ સાધન જન્મ મૃત્યુ જીતાય. ૨૬

---

## દ્વિતિય રત્ન—૨ વિજ્ઞપ્તિ.

રૂષ્ટ થાવ કે તુષ્ટ થાવ, અપિ નાથ તમારે શરણે છું;
આપ મારો કે વારો તોપણ, રસિકરાજ તવ ચરણે છું. ૧
આપ વિયોગ થયો તે સમયે, પ્રાણ ગયોના આ મારો;
પ્રાણનાથ લાચાર બન્યો જીવ, હવે કહે શું! બિચારો. ૨
અતિ લાચાર નિર્લજ હું તેની, વળી નિર્લજતા કેમ કથું;
આપ સંગમની આશા ઉત્કૃત, લાગી રહિ તે સહુજ કથું. ૩
એમ છતાં હું આપ તણો છું, આપજ શરણ સદા મારૂં;
ત્યાગ ન કરશો ગોકુલેશ, ના અવર ન જોઇએ કૈં સારૂં. ૪
હે વ્રજેશ્વર! એમજ ઇચ્છું, આપ વિયોગે પ્રાણ જજો;
જે ક્ષણ આપ વિનાની થાયે, તે ક્ષણ જીવજગમાં ન હજો. ૫
નાથ સંતોષક સાધન દીનતા, તદન નથી પણ કલેશ નથી;
ઐશ્વર્ય સ્વભાવિક જોઈ આપનું, શોકરહિત છું નાથ નકી. ૬
નથી કૃપાને યોગ્ય તથાપિ, મુજ પિતા પર દૃષ્ટિ કરી;
પુત્ર તેમનો જાણી મુજ પર, યોગ્ય કૃપા કરજો સઘળી. ૭
મહુત અણુ અર્થોને માટે, અન્યાશ્રય અપરાધ્યો હોય;
નથી આપવિણ સમરથ બીજો, દોષ તજાવા જગમાં કોય. ૮
આપ. સર્વજ્ઞ સામે અજ્ઞાની, હું શું બોલું! કરજો ખ્યાલ;
છતાં કુટુંબ પરિગૃહ વૈભવયૂત, આપતણો છું હે વ્રજપાલ. ૯
આપ તણો જાણી જે કરતા, હે રાધાપ્રિય મુજને જેહ;
માનું છું તે સર્વે સુખકર, નિશ્ચયપૂર્વક વ્હાલા તેહ. ૧૦
વ્રજાધિશ વિયોગાબ્ધિમાં, મુજ વિણ ડુબી ના દેખાય;
મમ દુઃખની દુઃખણીવિણ કો'ને, હે સખી! વાતો જૈ કહેવાય. ૧૧
તદન સાધન સંપત્તિવિણ, પ્રસન્ન થાવ છો દૈન્ય થકી;
એ ઉપદેશ કર્યો મુજ તાતે, મન સ્થીર છે તે સાધનથી. ૧૨
આપ દર્શવિણ આપતણાના, જાય વ્યર્થ દિન હૃદયપતિ;
હવે સમિપ લઈ દર્શન આપો, સાથે નિજ સેવાની ગતિ. ૧૩

નથી સાધન સંતોષક હુંમાં, છત અંગીકુત જાણીને;
ઘટે કૃપા કરવીજ આપને, રાંક હૃદય પરમાણીને. ૧૪
આપ વિરહાનલ પ્રાણ બળે મમ, છતાં ટકયા છે તેજ વિચિત્ર;
મુદિત મુખ અરવિંદ દર્શવિણ, દિવસ જાય વિચિત્ર ખચિત. ૧૫
મનહર કંજ મુખ દર્શલાલસા, અતિ ઉત્કટ પીડે છે નાથ;
આપ ચરણ સાનિધ્યે લઇને, ટાળી દ્યો સરવે સંતાપ. ૧૬
એવો શું ? અપરાધ પડયો તે, નથી સમજાતું હૃદય પતિ;
શ્રીમુખ દર્શાવાને માટે, અંતરાયની બની ગતિ. ૧૭
અતિ દુર્લભે આપ મળો છો, એવું સમજું હે ઈશ્વર !
સંયોગ આશાનો ભ્રમ પ્રકટયો, કેમ કરૂં ? નવ પડે ખબર. ૧૮
શ્રુતિ વદે છે જીવ સાધનથી, કદી મળે ના ગોપી ઈશ;
વણ સાધન પણ ખેદ ન પામું, આપ વશ્યા ઉરમાં હરનિશ. ૧૯
આપ તણો હું આપ તણો હું, એજ રટણ મારે ફલ રૂપ;
શાસ્ત્ર સાર પણ શરણાંગતિનો, અનુમાને દર્શાય અનુપ. ૨૦
સુદૃઢ શરણ ફલ મુજને તદપિ, સર્વાંગ નેત્રો હે વ્રજરાજ;
પ્રત્યક્ષ ભોગ કરવાને માટે, વ્યાકુળ છે વ્હાલા શિરતાજ. ૨૧
નિજજન પદરજ દાસ્યપણું, આપ તણાને એ ફલ નાથ;
એથી ઉત્તમ ફલના બીજું, જે ભોગવતાં થાય સનાથ. ૨૨
તાત ચરણ મુજ ઉપદેશી કહે, શરણ એક શ્રીકૃષ્ણ તણું;
તેથી નિશ્ચિંત પામ્યું છે મુજ, આ પરલોકે ચિત્ત ઘણું. ૨૩
મન મનોરથ રાખે મોટો, નાથ મુદિત નયનાં નિરખું;
એ વિણ અવર કામના કેરૂં, મારે અંતર ના લેખું. ૨૪
અવર કામના ખાસ નથી ઉર, છતાં વિનતિ એક રહિ;
હું નિજની ત્રિતરીત દેહ ગતિ જોવી ઘટે ના આપ સહિ. ૨૫
નાથ વિરહની વેદના ધાડી, શ્રીવિટ્ઠલ થી જીવ જાણી;
પૂર્વે ગોપીજન પરમાણી, વ્યાસ વદી છે નિજ વાણી. ૨૬

## તૃતીયરસ—૩ વિજ્ઞપ્તિ

આપ કૃપા સંપાદન કરવા, દૈન્ય નથી રંચક મુજમાં;
તે દીનતા દેવાનું કૃપાબળ, શ્રીરાધેશ રહ્યું તુજમાં. ૧
આ લોકે સર્વેનું જીવન, વિવિધ અર્થવાળુ દેખું;
હે સ્વામિ ! ત્યાં મારૂં જીવન, વિપરિત ફલ દે ત્યમ દેખું; ૨
હે સમથ ! કર્તુ અકર્તુ, કર્યું ફેરવવા આપ સ્વતંત્ર;
એવું બળ નિરખ્યું તે ઘડીનો, સંશયનો તુટયો છે તંત. ૩
મનની વાતો કહેવા સરખું, આપ સમું કો ના નિરખું;
વાતોત્તર પામી હું કોથી, ક્ષણભર દીલથી ના હરખું. ૪
નિચ પ્રાણ મુજ, મુઢને નિર્લજ, તેથી ટકયા છે દેહ વિષે;
નાથ વિયોગી વિપરિત કાળે, યોગ્ય પ્રાણ ના ક્ષણિક વસે. ૫
અનુગ્રહ પૂર્ણ થાય ત્યાં સુધી, વિહિત કર્મ નિયમિત રહે;
નાથ કૃપા જ્યાં પૂર્ણ થઈ કે, વેદ ધર્મ મર્યાદ ટળે. ૬
નિજ પિયનું સૌભાગી વર સુખ, અનુભવે સૌભાગ્યવતી;
પતિ સુખાનુભવથી જેને, કથે માત્ર સૌભાગ્ય ગતિ. ૭
સ્વામિ શ્રીગોવર્ધનધારી, વણ સંગમ ઇચ્છિા સૌ વ્યર્થ;
હે સખી ! હવે જીવું તે, જાણી લે ! નિર્લજતા અર્થ. ૮
મલ્યો નથી એવો કો મુજને, જેને મનની સર્વ કહી;
મમાત્માને શાન્તિ આપી, ક્ષણ વિરામ પમાડું સહી. ૯
આજ કાલકે કોઈ દિન પણ, કરશે સ્વામિ કૃપા હું પર;
એ આશથી જન્મારો સખી ! ગયો સવ શું કરૂં અવર. ૧૦
જન્મ ગયો છતાં નિર્લજ મન, શું હેતુ નિશ્ચય કરીને;
ના જાણું નાથ અનુગૃહ ઇચ્છિા, કેમ કરે વ્હાલી ! વળીને. ૧૧
સ્વભાવ થકી જળ મેઘ દે સૌને, એવો સહજ સ્વભાવે શીલ
કરે ત્યાગ કો જનનો ત્યાં, દુર્ભાગ્ય જાણવા કરો ન ઢીલ. ૧૨
જાણું આપ તણો હું હે પ્રભુ ! છતાં કાળ નિજબળ દાખે;
નથી કૃપા તવ તે પરિણામે, કાલ હાથ હું પર રાખે. ૧૩

અનધિકારી રાજ્ય ઇચ્છતાં, દંડ મળે છે તેને જેમ;
અયોગ્ય છતાં સેવા આકાંક્ષુ, કેમ દંડ ના પામું તેમ. ૧૪
આપનો થૈ અપરાધ કરે કો, દૂર કરો જો તેને આપ;
એથી મહત્ દંડ નથી બીજો, જાણો છો સૌ મારા નાથ. ૧૫
વસો હૃદય મુજ નાથ ત્યાંસુધી, આપ વિરહપીડા પજવે;
અન્તઃ બહાર પધારો તે ઘડી, કોઈ અદભૂત સુખડાં જગવે. ૧૬
નિકળે ભોજપત્રથી પત્રો, તેમ હું અંગ વિષે દોષો;
અભય અનન્ય હું આપક્ષમાથી, મારા સામું ના જોશો. ૧૭
અતિ બલિષ્ટ દોષો સૌ મારા, તુવસન્મુખ દુર્બલ છે નાથ;
ઈશ્વર ધર્મ સમિપે જીવમાં, કેમજ દોષો કરે નિવાસ. ૧૮
હેનાથ ! નિર્લજ જીવ મારો, પરજનથી ન જરા લાજે;
દુઃખી છે આપરલોકે તદપિ, પ્રાણ રહે તે ના છાજે. ૧૯
નાથ નિજાશ્રયને દર્શનહિન, વિધવા સમ તેનું જીવન;
નવયોવન વિધવાનું વ્યર્થજ, તદવત જાણું મારૂં તન. ૨૦
અતિદુર્લભ જે કૃપા હતી તે, મારો વખત વિત્યો હે નાથ !
હવે વખત દર્શન વિણુ વિતે, તે સૌ જાણો મમ સંતાપ. ૨૧
નથી લોકવત્ દુઃખ નિજ જનને, પ્રભુ સેવા સુખ પૂર્ણ ગણે;
સ્વામિ સેવા વિણુ સર્વાંગે, દુઃખડાં દારૂણુ આવી બને. ૨૨
નિજનો જાણી નાથ મારોકે, અતિલડાવો મુજને લાડ;
જાણું ઉભય વિષે વરસે છે, પરમાનંદ મમ ઉપર ધાડ. ૨૩
આપ વિયોગી જીવનું જીવન, જરા ન ટકશે આ જગમાંય;
એજ વિનંતિ દાસીકેરી, દયા ધરી ધરજો દીલમાંય. ૨૪
તૃતીય વિરહના તિવૃતાપથી, જેનું ધિકી ઉઠે તન;
વ્યાસ વદે ભઈલાલ છગન, પામે અવિચળ પરમાનંદ ૨૫

॥ શ્રીવલ્લભઃ ॥

## ॥ શ્રીવિ લનાવિયોગ ॥
## રત્ન ચતુર્થ—૪ વિજ્ઞપ્તિ.

ર્વ ભાગ્યને દુર્લભ અનુગ્રહ,—તણી મહત્તા જાણું નાથ !
હત ભાગ્ય મમ હોત જો પુરણ, સન્મુખ રહતિ હું દિન રાત. ૧
આપ તણો જીવ હોય નાથ તે, આપ સેવાથી દૂર ન પળાય;
ર થતાં જીવ જતો એમ વિનવું, છતાં નાથ માનો ત્યમ થાય. ૨
ા દેહે વસવું ઘટે નહિ, માને જીવ એવું હે નાથ !
તાં વસે છે તેથી જાણું, નિર્લજતાએ કીધો સાથ. ૩
આપ કૃપાથી કાલાદિનો, આદર ના કીધો તે આજ;
ાથ કૃપાવિણુ તે ઉલટો થૈ, પીડે છે હે મુજ શિરતાજ. ૪
મભાગ્યની અવધિ મહા મોટી, માનું છું મારા સ્વામિ;
આપ તણો હું તેને આજે, સેવા અધિકારે થૈ ખામી. ૫
ાથ પદ પદ્મના ક્ષણુ વિયોગે, જીવન શિઘ્ર છુટો મારૂં;
ેજ ભાવના આપ સ્વિકારો, છું શરણાંગત છો તારૂં. ૬
ાલિત ત્રિભંગાકૃત સંગમવિન, જાય દિવસ કંઇ ગયા જશે;
ાગ્યોદય ક્ષણુ ત્યારે વ્હાલી, મુજ દૃગ નાથ વશી ન ખસે. ૭
ાકુલેશ નિજ જનના અર્થે, કદા વિલંબ ના કર્યો સખી;
આજ તજે છે કેમ હે વ્હાલી ! તે પીડા મુજ ઉર વશી ૮
વ્રકિય તજોના તેમ હું જાણી, વિધ વિધ દોષો કીધા નાથ;
દપિ ચિન્તા થાય ન જરીએ, જોતાં કદા દિવસ કે રાત. ૯
દયવિરહેચ્છુ નયનદર્શેચ્છુ, ઉભય પરસ્પર પડયો વિરોધ;
વાર્થ તજી નમતું ના દે કો, કેમ કરૂં ? શું કરૂં પ્રયોગ. ૧૦
જીવતાધિશ ! કંજદલ લોચન, હેનાથ ! રૂચે તે કરો;
દન તમારો તેની વિનતી, હૃદય ધરીને રાજ વરો. ૧૧
નશ પ્રકટી તમ વ્યાપ્ત સદ્રિચી ! ચતુર્દિશ નિર્જન ચતુરવતી;
પેર સંગમની હોંશ ફળીના, તે સુ વિચાર્યું, વિધિ અકળ ગતિ. ૧૨

વિયોગ વ્યથા વારક શ્રીશખા, આપ વિના દેખુંના અન્ય;
કરો શિઘ્ર મમ પ્રેષ્ઠ મિલન, હે અદયદા ! તું છો ધન્ય. ૧૩
મધુર વેણુ હે વ્હાલી ! તારાં, વળી વ્રજેશસંગમની આશ,
મદન શરે મમ પ્રાણુ પીડાતો, અતિ દુઃખે ઉભો છે ખાસ. ૧૪
હજુ થશે જો પ્રિય અંગ સંગમ, તદા વિયોગ દશાળુ જેહ;
શરબિંદુ જીવન આ ટકશે, જાણુ વયસ્યા વણુસંદેહ. ૧૫
કરે કૃપા રાધેશ હે આલી ! તેવો નિશ્ચય કરતું એક;
કે મન્મનોરથ કરી જન્મારો, મારે વહેવાનો છે છેક. ૧૬
વિયોગવન્હિ દહે અતિ, વ્રજઈશ મને અપ્રિય લાગે;
આપ વિયોગે આગ બળે તે, સંયોગે ન જરા જાગે. ૧૭
હે સહચરી ! પ્રાણેશ વિરહમાં, જીવવા આશ પ્રબળ રહે;
આર્ત દુઃખી હું તુવ શરણે છું, સાંપ્રતે દીલ એજ ચહે. ૧૮
હે નાથ ! તવ પ્રતિના ભાવો, સૌને મુક્તિ ફલ દે છે;
એજ ભાવ મુજને વિરહાધિ, ફલ આપીને પીડે છે. ૧૯
અહો નાથ ! તવ પ્રિયાપાદરજ, મુજ હૃદયે સંચિત ના હોત;
આપ વિયોગ દાવાગ્નિ મુજને જોતજોતામાં બાળી દેત. ૨૦
પ્રાણુ ટક્યા છે નાથ વિયોગે, ઉચિત નથી પણુ જો નાહોત;
દુઃખ વિયોગી થાત કોણુ ! પર, વળી અનુભવ કયાંથી હોત. ૨૧
લેખ તમારાં દર્શન કરતાં, સંતોષી સૌ થાયે નાથ;
ફક્ત કષ્ટ એક મુજને પડતું, શું કારણુ ! દીલ ખોલો સાફ. ૨૨
આપ રૂપનું જ્ઞાન રત્ન, મમ હૃદય વસ્યુ હે કમલનયન !
તે ચિન્તામ્ણુ નાંખી હસ્તે, કયાં, પધાર્યા હૃદય ચમન. ૨૩
આપ વિયોગગ્નિ આલાતે, પ્રાણુ રહ્યા અતિ બળી છતાં;
નથી નાથ નવાઈ જોતાં, નિર્લજ બની છું નફ્ટ થતાં. ૨૪
વિરહકલેશથી પ્રાણુ હે પ્રાણેશ ! અતિદુઃખે ટકી જતા નહી;
વિયોગ વિદગ્ધિ જીવ મારાને, યમ પણુ સ્પર્શ ન કરે સહી. ૨૫

ચતુર્થ વિરહની ચારૂ અગ્નિ, જેના ઉરમાં ઉદય થતી,
વ્યાસ વદે ભઈલાલ છગન, વિપરિત વ્યાધિ સૌ બળી જતી. ૨૯

॥ श्रीवल्लभः ॥

## ॥ श्रीविट्ठलेशवियोग ॥

### ॥ राग पंचम ॥—૫ વિજ્ઞપ્તિ

કામ જ્વરે જર્જરી દેહ, ઉપર વિરહાનલ જ્વાળ પીડે;
વ્રજેશ પ્રેમ ભુજંગ ડસયલી, કોણુ ! શરણુ લૈ હૃદય ભીડે. ૧
રમાતિ દુર્લભ આપ મુખામૃત, ક્ષણિક મલ્યું છે તેથી મરૂં;
વ્રજલલ્લના નિત પાન કર્યું તું, શું ન થયું હશે ! તે સમ . ૨
હે સુભાશય ! તવામૃતપાને, પ્રકટી પ્રચુર મદનશર વેદ;
મંજુ કુસુમ કદંબ નવ કુંજમધ્ય, આલિંગામૃતે કરો નિર્વેદ. ૩
હે ઉદાર ! પૂર્વે મુજ સંગે, ક્રીડયાતા ત્યમ ક્રીડોફરી;
અમલકંજ ગંધ ફેલાવા, મારબંધુ મારૂત વહે હરિ. ૪
પરિરંભણુ ચુંબનાદિભાવો, તમે વિમોહિત પણે કર્યા;
સ્મરાતિ સુન્દર હે પ્રિય મુજમાં, ફક્ત મોહ રહિ, ભાવ ગયા. ૫
રવિજા પુલિન પુનિત પ્રદેશે, મદગજ લીલા કરી વ્રજેશ;
તેં અધુના મુજ મારણુ કારણુ, પ્રકટાવીતી શું મમ ઈશ ! ૬
હે સ્વામિ ! તવ અધરસુધાસવ, કિમર્થ પાયું તું મુજને;
વેણુનાદ શ્રુત્યાનન્દકારી, કેમ સુણાવ્યો તો મુજને ! ૭
હે ગોપીપતિ ! તવ મુખદર્શે, અન્યરૂચિ સૌ દૂર થૈ મુજ;
હવે મોહકારી મુખદર્શન, કઠિણુ થયું શી પેર કહુંજ. ૮
નાથવિયોગી રોગ વિષમ, રોગજ્ઞ સંગમે વધિયું વિષ;
મુજ રોગના આપ વૈદ્ય છો, આપ વિના મૃત્યુ છે ઈશ. ૯
શું કરૂં ! કયાં જાઉં ! હે વ્રજપતિ ! કયાં મન સ્થિર મુજ થશે કહો!
નવ ઘન શ્યામ તમાલ તવાનન–દર્શવિના સૌ શુન્ય લહો. ૧૦

સ્વભાવ શિલ સ્નિગ્ધ અલકાવૃત, પ્યારા તવ મુજ હૃદય વસે;
વિરહાનલ દહ સ્મર કષ્ટે કૃશ–થયલો મારો પ્રાણ જશે. ૧૧
મિષ્ટાલાપ ગતિ નયન કટાક્ષો, વિવિધ પરિરંભ ને મધુરૂં હાસ્ય;
નાથ મધુરતા સર્વ સ્મરી, ના મરી, આપની જીવું દાસ. ૧૨
તુવ સંબંધી સ્મર્ણ થતામાં, ભિતર અંગો ચુર્ણ કરે;
વિવેક લજ્જા ધીરને મારે, દૃગ દેખું તો શું ન કરે ! ૧૩
વિયોગ દુઃખાશ્રુ રોકી શકુના, દુઃખજ્ઞ સમિપે પ્રકટ તે થાય;
એ લજ્જાની વાત કરૂં શું ! નાથ, મુખે તે વદી ન જાય. ૧૪
મંદસ્મિત મુખ પદ્મ વિહારે, પ્રાણ અને મુજ હૃદય હર્યું;
આપ વિના વિરહાબ્ધિ ડુબી, કેમ જીવીશ, હે ! કેમ કરૂં? ૧૫
પ્રેમી સુદર્શ રમતી ભ્રૂ સ્મિતને, નયન વિલક્ષણ મોહિલસે;
એવું શ્રીમુખ જોતાં હે પ્રિય ! ગતિ હરઇ શું હવે થશે ! ૧૭
હે વ્રજઈશ ! આપ સંગમવિણ, વિરહ પીડાવાળી હું એક;
જન્મ નિર્વાહ કરીશ કેવી રીત, કોણ પ્રકારે નભશે ટેક. ૧૮
આપ તણી છું આપ છતાં હું, આપ વિના અહો ક્ષણ પીડાઉ;
ઘટે ન તમને નાથ હે મારા ! મુજદીલની જાણો છો સૌ. ૧૯
નિજ રમણે મોહિત ગોપીગણ, શ્રીમુખામૃત નિધિ એવો;
એકવાર દર્શાવો દીનને, નાથ રાંક પર હઠ કેવો ! ૨૦
વૃન્દાવનમાં શિઘ્ર મિલનની, અંતર આશ રહી અરિંદમ !
યદ્યપિ વ્રજઈશ ન મળીયા, શું નથી મળવા તમને મન. ૨૧
આપ મિલાપ વિલંબ પ્રહારે, મુજ ઇચ્છા મૃત્યુ પામી;
પ્રતિક્ષણ પ્રખર મોહમગ્નિતને, કોણ જીવાડે હે સ્વામિ ! ૨૨
અવધ ગઈ મળવાની પ્યારા, તદપિ હૃદય સો ટુક ન થાય;
જાણું ના હું પ્રાણનાથ કંઈ, તુજલીલાના ભેદ કશાય. ૨૩
હર બ્રહ્મા તવ હાર્દન જાણે, હું આભિરશી મૂઢ શું જ્ઞાત;
તવ લીલાને સ્મિતે વિમોહિ, શું કરૂં ! મન બંધાયું નાથ. ૨૪

હે આત્મા ! મુજ પ્રેમ આપથી, જેવો છે તેવી મતિ ખાસ;
અંગ સંગ વણ વૃથા પ્રેમ મતિ, જીવું વ્યર્થ ના થાય વિનાશ. ૨૫
ક્યાં એ દેશ ! વિલાસ હાસ–મહાભાગ્યશિલ ગણથી થાતો;
કયાં એ સમય ! વેણુનાદથી બોલાવી જોડયો નાતો. ૨૬
શ્રીવિઠ્ઠલ પંચમ રસ પચવી, તે પાવકમાં જે પાકે;
વ્યાસ વદે ભઈલાલ છગન, પરમાનંદ પીતાં ના થાકે. ૨૭
॥ श्रीवल्लभः ॥

---

## श्रीविट्ठलेश विप्रयोगी

### ॥ षष्ठम रस ॥—૬ વિજ્ઞપ્તિ.

હે સહચરી ! મુજ ઉરનો નિશ્ચય, નાથ વિયોગે ક્ષણ ના ફરૂં;
વિધાતાએ તે સૌ ઉલટાવ્યું, થૈ હું દુ:ખણી કેમ કરૂં. ૧
મેં બહુ રીતે પ્રાણ જીવણને, વિનતી ચરણે પડી કરી;
ના માની મળવાની વાતો, અરે ! હાય ! હે જાણી અરી. ૨
હે વયસ્યા ! ત્હેં મુજ માટે, અતિ પ્રયાસ કર્યા તદપિ;
નાથ મલ્યા ના, દોષ નથી તુજ, ભાગ્ય મંદ મુજ હશે નકી ૩
કયે દિવસ, કઈ રૂતુ, ઘડી ક્ષણ, વ્રજપતિ પરિરંભણ પામું;
મહાભાગ્યવતિ કહે સત્વર, વિયોગ તણાં દુ:ખડાં વામું. ૪
હું નવ જાણું પ્રાણનાથ મમ, અંગ સંગના કેમ કરે ?
શું અપરાધ ગણ્યો નિજ ઉરમાં, મને વિસારી કેમ અરે ! ૫
ચિરકાળથી ગણું વિરહ દિન, પ્રેમ ભુજંગ ડશી દશા ફરી;
**વયસ્ય** વિનવ જઈ તું વ્હાલાને, અધરામૃત વિણ જશેમરી. ૬
નાથ નયન કટાક્ષો પર જય, કરવા ઇચ્છા ચિરકાલી;
પ્રિય પ્યારાને કહેવા શક્તિ, અવર નથી મુજમાં આલી ! ૭
પ્રેમાર્તીભરી તેને ગોપીશ, જો ગોપીપરિષદે સ્મરે;
વિરહ તપ્ત દૃગ પ્રિયમુખપદ્મનાં, શિઘ્ર દર્શ સખી કરે ખરે. ૮

હંસ અલી આવૃત્ત નિર્મલ અસ, ભર્યાં સરોવર મિષ્ટ જળે;
તે તજી હે ચાતક તુજ મન, અંબુદ પીવા કેમ વળે? ૯
ક્યાંય ન દેખું હે સખી! એવું, શ્યામ સુંદર ને દેખાડે;
હૈયાનો હરનાર કૃષ્ણ, તેને મુજ વાતો પહોંચાડે. ૧૦
તુજ વચનામૃત ધારે શિતલ–અંતર આતુર થયું સખી;
દર્શાતુર દીલ ક્ષણુના ઠરતું, વધી અધિરતા વયસ્ય નકી. ૧૧
પ્રાણેશ સંગ વિણુ વ્યાકુળ હૃદયિ, હરિ, કોટી સ્મર મદહર મુખે;
ધન્યા! ખાસ કરાવ તું મુજને, પ્રાણનાથનું દર્શ સુખે. ૧૨
નવિન મેઘ આશા નથી જેમાં, એવી રૂતુ અતિ ગ્રીષ્મ તપે;
તદપિ જીવતો ચાતક જળને, નિજ પ્રિય જાણી ક્ષણે જપે. ૧૩
જલાસ્વાદની વાત તજી દે! જો જીવે ચાતક જલ આશ;
મેઘાભ્ર દર્શના થાય તથાપિ, કઠણ પ્રેમ ઉર કરે પ્રકાશ. ૧૪
નથી ચાતક વિહંગ સખી હું, છતાં એટલું મન ભ
મુજ કંથનું નામ કંઠમાં, વારંવાર સરી આવે. ૧૫
પતિ અનાદર સહી સુપ્રમદા, સૌભગ્ય મદે પતિથી દૂર જાય;
તદપિ અનન્ય પ્રિયા તજવાની, અંતર મતિ ન પતિને થાય ૧૬
અંગીકૃત કો વિધે કરે છે, પતિ પ્રિયાનો હે શાણી!
અનન્ય પ્રિયા તજવાની વાતો, જગમાં ક્યાંય નથી જાણી. ૧૭
મહાનિલ વેગે નગથી ચાતકી, મરૂશા નિર્જલ દેશ પળાય;
મેઘ તણો શું દેષ છે તેમાં? ત્યાં પણ જલ આશે જીવાય; ૧૮
હે જ્ઞાની! હે વિરક્ત! નિરોધી! પ્રજાબોધી! હે મુક્ત! હરિભક્ત
કહો સર્વ ગિરિધરણ શરણ વિણુ, શું બીજું છે ઉત્તમ જક્ત? ૧૯
મુજ રાધાના હૃદય કુંકુમે રંગીત રંગે નાથ નગેશ;
મમ શિરને ઉર કમળે રાજે, હે સખી ભય ત્યાં લગી ન લેશ. ૨૦
કૃતઘ્નતાને કૃપાળુતા, મુજ નાથ વિષે બે ગુણ વસે;
તે પ્રિયની પ્રાપ્તિને અર્થે, તેની કૃપા વિણુ કંઈના દિસે. ૨૧

મન વચ કૃતિ મમ નાથ અવજ્ઞા, છતાં અભાગ્યે દૂર ગઈ;
હવે કષ્ટમાં આશ્ચર્ય કેવું ? નાથ દરશ દ્યો ઘણી થઈ. ૨૨
લોક પરલોક આશા સખી જાઓ, હું સદા ગોકુલેશ તણી;
અનન્ય જાણી તે નહિ તજશે, મુજ સ્વામિ છે ભક્ત મણિ. ૨૩
જેવી તેવી આપ પદ પદ્મની, દાસી છું તેને હે નાથ !
કેમ કરી શ્રીમુખ સરોજનું, શિઘ્ર દર્શ દઈ રાખો સાથ. ૨૪
મંદ ભાગી હમણાં છું તેને, ન જાણું શું કરશો નાથ !
મંગળ કાલ હતો તવ દર્શન, યાદ થાય તે સરવે વાત. ૨૫
શ્રીવિઠ્ઠલના છઠ્ઠા રસથી, છકી ગયું તે જીવન ધન્ય;
વદે વ્યાસ શ્રીવલ્લભ વિઠ્ઠલ, ગિરિધારીનો બન્યો અનન્ય. ૨૬
અનન્ય ભાવી નાથ શરણ સુખ, તેનું વર્ણવ કરે ન કોઈ;
વ્યાસ વદે ભઇલાલ છગન, એક રૂપ માધુરી રહે છે જોઈ. ૨૭
પ્રિય સંગમના સુખની વાતો, કોણ પ્રિયા કોને કહે છે,
નિજ મનમાં આનંદ વધારી, વ્યાસ વદે સમજી રહે છે. ૨૮

॥ श्रीवल्लभः ॥

---

## श्रीविठ्ठलेश विप्रयोगी

### सप्तम रस—૭ વિજ્ઞપ્તિ

### રાગ સૌંદર્ય-સવૈયા

પ્રતિક્ષણ નવનવું પ્રિયમુખ અમૃત, તું સખી ! અહોક્ષણ પાન કરે;
હે ધન્યા ! કૃપાનિધિ સુંદર સ્મિત, મને ભુલ્યા કે યાદ કરે. ૧
પ્રિય મુખ પદ્મ દર્શ ઇચ્છાળી, છતાં વ્યાકુળ છું હે વ્હાલી !
જાણે પ્રાણદાતા શું કરશે ? હું નવ જાણું તે આલી. ૨
નાથ વિયોગે ઘટે વિરહ દુઃખ, છો રાધાના હૃદયમણિ;
તવ મુખચંદ્રનું શિઘ્ર દર્શ દ્યો, નિજ વિયોગિણી દાસી ગણી. ૩
આ દુઃખમાં વધુ કહું શું આલી ! પંથ જતો પણ પીડે છે;
હે નાથ શરણ છું, આપ વિયોગણ, દુઃખ દરિયામાં ક્રીડે છે. ૪

નાથ નિકટ કો કૃપા કરીને, મને સંભાળે હે વયસ્યા!
તત્ક્ષણુ સર્વ મનોરથ પૂરણુ, સત્ય થયા માનિશ તદા.
અરિથી હાસ્ય વા દ્વેષે દુઃખી દીલ, તે પ્રિય વિષય ન તજે સખી!
તેથી તે દીલ યોગ્ય છે કે:—અયોગ્ય તેની જાણુ નથી.
હે સહચરી! તુંથી જે થાયે, તે સઘળું ત્હેં સર્વ કર્યું;
મુજ ભાગ્યોદય કાલ આવતાં, આપ સુખ દેશે કૃપા ભર્યું.
નથી સૌંદર્ય ચતુરાઈ હુંમાં, કામકળા કૌશલ્ય નથી;
વાક્ મધુર કે વપુ મધુર નથી, પ્રિય સંગમ ક્યમ કરે સખી!
હે વ્હાલી! જગ જે અવલંબન, તે છુટયું ને શુધ બુધ ગઈ;
હવે શિઘ્ર સંગ પ્રિય ન કરે તો, મરણુવિના ગત અવર ન રઈ.
સ્મરના મંગલ કલશ સમ કુચઘટ, મદનરસે ભરભાર છતાં;
પદ્મા પતિના કર સ્પર્શ વિણુ, રસપૂર્ણુતા થાય વૃથા.
અવર દર્શ નવ રૂચે જરા, નયન બદ્ધ થાયે તો ઠીક;
અરૂચિ અન્ય મિલાપ વિષેતો, અઘોર વને વસવું તે ઠીક.
પ્રભુપદ પદ્મની રજ પ્રિય જેને, તે અન્યાશ્રય પ્રથમ મરે;
ગજસ્વારી કરનાર કદી, ગર્ધવ પીઠે નવ પાય ધરે.
અનન્યભાવ ગોકુળને કર્તા, કેવળ હે ગોકુળ સ્વામિ!
તવ પદકમલ રજમાં રાખી લ્યો, દયા સિન્ધુ કહું શિર નામી.
મુજ કિશોર વય કૃપા કરી પ્રભુ, એજ વધી આશા વેલી;
સમર્થ! ફલરૂપ ક્યારે કરશો! રૂચતુ કરો બરદ બેલી.
જેવી તેવી હું દાસી તમારી, તજશો ના તેને દયાનિધિ;
અહોરાત અંતરમાં રમતી, એજ વિનતી સ્પષ્ટ કીધી.
નિજ જનના નાના કે મોટા, હે વ્રજેશ! અપરાધ થકી;
કરી ઉપેક્ષા ત્યાગ કરો ત્યાં, શું કહિએ અમ આપ કથી.
અમો ત્હારા તું ભર્તા મારો, સ્વભાવ નિયંતા તું નિર્ધાર;
કદા અપરાધ પડયે દુઃખ દ્યો પણ, ઘટે ન તમને પ્રાણુધાર.

નાથ ઉપેક્ષા કરો છો તેથી, કાલ ભક્ષ મુજને કરતો;
જો વિમુખ જાણી દુઃખ દો તો, જીવ સ્વભાવ તે ના ફરતો. ૧૮
આપ કૃપાવિણુ અવર રીતથી, સ્વભાવ વિજયતા છેજ નહિં;
તો મમ દોષ ક્ષય તણી અપેક્ષા, ઘટે ન કરવી આપ સહિ. ૧૯
તમો કરો સૌ પ્રભુતા ધર્મે, ત્યાં નથી જોતા અધિકારી;
સર્વેશ્વર સર્વાંતર્યામી, નિજ વિરહીના દુઃખહારી. ૨૦
હે નાથ! વિરહ પરિકષ્ટના યોગે, લોક વેદ શૃંખલ તુટી;
તદપિ તુજ ઇશ્વરતા સામે, સૌ અપરાધ પડે છુટી. ૨૧
હવે દોષની ક્ષમા આપવા, વિલંબ કરો તે યોગ્ય નથી;
સહજ ઐશ્વર્ય સ્વભાવ આપનો, તે નિંદાશે કહું કથી. ૨૨
સ્વકીય જાણી સ્વેચ્છાપૂર્વક, દંડ ઘટે તે સૌ કરજો;
તવ ઇચ્છિા સમ વર્તાવા, મુજ હૃદય મહિપળ ક્ષણ ફરજો. ૨૩
સાંપ્રત આપ કરી તે વ્રજેશ્વર, અમને જન્મ જન્મ થાવો;
વિનતી એજ સ્વિકારી, અંગીકાર કરી કરજો દાવો. ૨૪
દુઃખ સહિ નવ શકું તમારો, તેથી વિનવું હે સ્વામિ!
હું અપરાધ કરૂં ના તેમજ, કરજો મમ અંતર્યામી. ૨૫
શ્રીવિઠ્ઠલ પ્રભુનો સમમ રસ, પીવા જે ઇચ્છા કરશો;
વ્યાસ વદે ભઇલાલ છગન, વ્રજનાથ રસિકને તે વરશે. ૨૬

॥ श्रीवल्लभः ॥

---

## ॥ श्रीविट्ठलेश विप्रयोग ॥

### अष्टमरस—૮ વિજ્ઞપ્તિ

હે વ્રજરાજ અપરાધ અમારા, તમને ગણવા ઘટે નહિં;
ઐશ્વર્ય ધર્મી સ્વભાવ આપનો, જીવ ક્ષુદ્રતા મટે ન સહિ. ૧
અતુલ ભાગ્ય હું આપ તણો છું, છતાં દર્શન વિણુ દુઃખ પડતું;
સર્વજ્ઞ હે ગોવિન્દ! શું કહિએ, જાણો પણ કરતા ગમતું. ૨

અમો સર્વનો ગોકુલપતિએ, અંગીકાર કર્યો તેથી;
અન્યાયિ જીવ તદપિ ન તજશે, દયા સિન્ધુ કહે જગ એથી. ૩
મમકૃત્યોનો ભય લાગે પણ, કરવું શું ! ઉપાય નથી;
ગતિ એક શ્રીગિરિવરધર છે, ભય ટળીયો મારો એથી. ૪
જેમ હું તેનો છું તેમજ, નાથ છે મારો સ્વભાવ થકી;
નથી લોક પર લોકની ચિન્તા, દૃઢ નિશ્ચય મુજ જાણ નકી. ૫
જેટલું કાર્ય કરાવા માગે, તેટલું કરાવી સમિપ થશે;
તેથી ચિન્તા કરી ઘટે ના, સર્વભાવ પ્રભુ હૃદય વસે. ૬
હે મનહર ! અજ્ઞાની અમોને, સૌ વાતે તું જાણે છે;
સ્વતઃકર્તા સર્વસ્વ અમારૂં, મુજ અંતર પરમાણે છે. ૭
અપરાધ થયા જે અંગીકૃતથી, ક્ષમવાનાથ તને છે રમત;
હમેશ અંગીકૃતકર્તાની, સમાન અન્ય કરે કો ગત. ૮
નથી વેદ તપ યજ્ઞ જનિત બલ, વિહિત ભક્તિ બલજ્ઞાન નથી;
કૃપાદૃષ્ટિ કરશોજ એ દૃઢતા, જીવન જીતીશ એ બલથી. ૯
તુવ કૃપા બલ હતુ તે વખતે, કાલકર્મને તુછકાર્યા;
કૃપા અભાવે સાંપ્રત તે સૌ, ડસથી નવ જંપે વાર્યા. ૧૦
સખીપણાની વાત શું કહિયે, અધરામૃતનું દાન કરો;
સર્વસ્વ દાનદા છતાં સાંપ્રતે, પાત્ર વિચારો કેમ કરે ! ૧૧
યસ્ય કહે જઈ યાદવ વિરને, કામ વન્હિતપી, કહ્યું તે સુણો;
એમ કહિને પછીથી કહેજે, મુજ અવસ્થા તણા ગુણો. ૧૨
આપ અમિ દૃષ્ટિ હતી ત્યારે, ચંદ્ર કિરણ શીતલ જોતી;
કેમ પ્રગાઢ તપે તે હાવે, ગતિ નવ કાઢું હું ગોતી. ૧૩
મુખ ચંદ્રામૃત પીધુ પ્રથમ તવ, મુખથી ઉડુ મ્હે તુચ્છ ગણ્યો;
તે તુચ્છતાનું વ્હેર વાળવા, તપ્ત કિરણથી તે ઉદયો. ૧૪
પુષ્ટિમર્યાદ તણી ન અપેક્ષા, પ્રિય જો લાડિલી કૃપા કરે;
કંતુલી વિકાશી બોલાવે મનેતો, મુક્તિ શ્રવણ રદ કરૂં ખરે. ૧૫

દ્વિતીય સ્વરૂપની હાસ્ય પ્રભા, તવ અંગે પડતાં હે વ્રજનાથ!
સતયુગ રૂપ દર્શાવો તેમજ, અનુક્રમ યુગરૂપ દીસો આપ. ૧૬
શું ગુણવાદ કરૂં હું ત્હારો, તું ઇશ્વર હું જીવ ખરે;
જેવો નાથ તું છે તેવાને, નમન કરૂં તવ કૃપા બળે. ૧૭
નંદ ઉત્સંગ લાડિલો હે સખી! શોભાનો સાગર તે કોણ!
મદન બાણથી સર્વ દિશાઓ, વિંધી નાંખે છે તે જાણ. ૧૮
અધર રાગને અંજન રંગે, અતિ શોભાળુ છે તવ મુખ;
નાશા મોતી વક્ષે ગુંજાફલ, મુક્તિ સમ દે છે અતિ સુખ. ૧૯
ચપળ મદહર રૂપ અતિ સુંદર, હે વ્રજ ભૂષિણી! તું છો ખરે;
વ્રજપતિ તુવ સરખા મણિ કરવા, પટ પીળુ નિજ કટી ધરે. ૨૦
વર્ષારૂતુમાં વિરહ વિદાગ્ધ, પ્રથમ નવ પગલું ભરતી હું;
હવે મેઘને કૃપાશક્તિ છે, માટે નિજ ગૃહ લઈ જા તું! ૨૧
નાથ કૃપા તો સર્વ અનુકુળ, એ પ્રતિકુળ તો સર્વ વિરૂદ્ધ;
કૃષ્ણ કૃપા વિણ નિજ લીલામાં, જીવની જરા નવ ચાલે બુધ. ૨૨
જો પ્રિય આલી અમી કરે તો, શત વિરોધિની શું પરવા!
કામ લતાશ્રય, વ્રજાંગનાવૃત, તવદાસી તુવ શરણ સદા. ૨૩
સાંપ્રત શ્યામા એવી છે કો, જેના પ્રાણ વ્રજનાથ સખી!
નંદસુનુ મુરલીથી બ્હેકી, તેને તે સ્થિર કરે નકી. ૨૪
અનુભવાનું રાગીઆ કે! નગનો નવીન અંકુર છે!
નિશ્ચય બની શકે ના તેનો, ઉત્કૃષ્ટપદ ભક્તિ ભર છે; ૨૫
શ્રીવિઠ્ઠલ અષ્ટમ રસ અમૃત, પીને જે મદમાં મ્હાલે;
વ્યાસ વદે માતરનો વાશી, તેને છોડયો કલી કાળે. ૨૬

---

## વિપ્રયોગરસ—૯ વજ્રાપ્ત.

હે સખી! મુજ દુઃખની વાતો, કોની પાસે જઈ કહું;
વ્રજાધીશ વિયોગબ્ધિમાં, ડુબેલો કોઈ દગના લહું. ૧

સ્વપ્ને સ્વામિ મલ્યા વળી ગયા, તે સાથે મુજ નિદ્રા ગઈ;
વ્રજપતિ વિરહે કેમ જીવ જડ, જીવે છે! તે જોઈ રહી. ૨
સ્વપ્ન સંયોગી સુખની વાતો, વિયોગ દુઃખાળી કેમ વદું;
મારા પ્રિય વિણુ રસિક નથી કો, એ વિણુ ફિકું અંડ બધું. ૩
ગોપીનાથનું ને સુખ તે, રસિકજનો એક જાણે છે;
મુજ વિરહની વાત સાંભળી, અવર અધિર પણ આણે છે. ૪
ઓ અલી! હું દુઃખી અભાગી, એથી અધિક શું અન્ય કહું;
કૃપા કટાક્ષ ગોપીશનું જોતાં, મમ દુઃખ સ્મરજે સ્પષ્ટ સઉ. ૫
અતિતુચ્છ પતિત હું તેનો, દુઃખ સમુહ નહિ કો કાપે;
દયાળુ શ્રીગિરિરાજ ધરણ વિણુ, મમ દીનપર કો દીલ આપે. ૬
દયાચાર્યથી પ્રકટ દૈન્ય તે, સાધન સ્વામિ તોષ તણું;
તે કારણબલ સ્થિર મુજ મન છે, અવર ન ઈચ્છું એજ ઘણું. ૭
ચિરકાલથી વિરહાનલમાં, અહોનિશ અંગોઅંગ બળે;
હે ગોપેશ્વર! લીલા મેહજલ, વચન સુધાથી સિંચો કળે. ૮
વ્રજેશ્વરાંગ વિરહમાં જીવું, તે લજ્જાથી હે વ્હાલી!;
કહી ન શકું દુઃખ વિરહે થાતું, સૌ તું જાણે છે આલી. ૯
વ્રજાધીપના ક્ષણુ વિયોગે, રહિ નથી શકતી જો હું હવે;
હે સખી! મારૂં આશ્રય સ્થલતું, કરૂં હવે શું! કહે મને. ૧૦
ગોકુલેશપદપદ્મ વિયોગી, અશાન્ત દુર્ભાગી હું નિત્ય;
હે સુભગા! જીવિતેશ કૃપા કરી, કેમ મળે કરૂં કેવી રીત. ૧૧
નાથ વિરહથી પ્રાણ ગયા નહિ, હું નિર્લજ તે દુઃખ સહું;
વ્યાસ પીયે વિઠ્ઠલેશ કૃપારસ, વળી વ્હાલાંને પીવા કહું. ૧૨

श्रीविठ्ठलेश प्रभुनी  विज्ञप्तिओ सम्पूर्णम

(શાસ્ત્ર સારાવલી)

॥ श्रीवल्लभः ॥

॥ श्रीगोकुलेन्दोविजयततरम् ॥

॥ श्रीगोपीजनवल्लभायनमः ॥

# अथ शास्त्र सारावली

શાસ્ત્ર એટલે ભગવદ્ આજ્ઞા, ભગવદ્આજ્ઞાનુસાર વર્તવું તે ભગવદ્અંશ–જીવનો ધર્મ છે.

પરબ્રહ્મ શ્રીકૃષ્ણ ભગવાને, માનવધર્મથી ભગવદ્ધર્મ સુધી વર્ણવી નિજ સૃષ્ટિને સુગમતા કરી આપી છે.

સમગ્ર વેદ વેદાંત ઉપનિષદ્નો સમાવેશ ગીતાશાસ્ત્રમાં છે. એ ગીતાશાસ્ત્રનો નિષ્કર્ષ નિચોવી વર્ણવતાં **પ્રથમ** ભારત શ્રેષ્ટ અર્જુનનો આજ્ઞાપાલક ધર્મ વિચારીશું.

પરંતપ અર્જુને શ્રીકૃષ્ણભગવાનને વિનંતી કરી કે હું યુદ્ધ કરૂં? [1]મારો યુદ્ધમાં જય છે?

પ્રત્યુત્તરમાં પ્રભુ શ્રીકૃષ્ણે અર્જુનને ફક્ત બે વાત કહી. એક સાંખ્ય યોગની અને બીજી કર્મયોગની; તેમાં પ્રથમ સાંખ્યયોગની વાત કરતાં એમ જણાવ્યું છે કે આત્મજ્ઞાન યથા પછી અનાત્મ કર્મોકરવાની ઈચ્છા કરવી નહિ. એમ **સાંખ્યમતવાળા** અનાત્મવસ્તુ માત્રનું સંગ્રહકર્મ કરવા ના પાડે છે. એવા ત્યાગને તેમના સિદ્ધાન્તમાં સંન્યાસ કહેલો છે. આ સાંખ્યમતને ગીતાશાસ્ત્રે ખંડી કાઢયો નથી. પરંતુ તેને એકદમ ક્લિષ્ટ અને હિન માન્યો છે. તેનું કારણ આગળ સમજાશે.

સાંખ્ય કરતાં **કર્મમાર્ગ** ઉત્તમ ગણાય છે. પરંતુ તેમાં એક મહાન્ ખોડ એ છે કે સારૂં કર્મ કરે તો સોનાની બેડીથી જીવ બંધાય છે. અને નઠારૂં કર્મ લોહની બેડીથી[2] બાંધે છે.

---

૧. સોનાની બેડી એ છે કે સારાં કર્મનું ફલ સ્વર્ગ સુખ તે મળે છે પૂણ્ય ક્ષય થયે જન્મ મરણાદિ દુઃખ કારણ આપનરૂં છે. તે ક્ષણિક સુખ છે.

૨. લોહની બેડી એટલે નઠારૂં કર્મ કરવાથી નર્કાદિ સંકટ ભોગ છે તે.

## કર્મ શાથી બંધન કરે છે તે જાણવું જોઇએ.

૧–કર્મ, એવાકર્મકારને બાંધેછેકે જેને કર્મફલની ઇચ્છા છે.
૨–કર્મ એવાકર્મકારને બાંધેછેકેજેઓકર્મમાંજ આસક્ત છે.
૩–કર્મ એવા કર્મકારને બાંધે છેકે-હું પોતે કરૂંછું તે થાય છે.

એમ ત્રણ પ્રકારે કર્મકારને કર્મબંધન થાય છે.

દેહધારી જીવને કર્મ જન્મસિદ્ધ છે. કોઇપણ દેહેન્દ્રિયવાળા પ્રાણીને કર્મ છોડતું નથી કારણ સૌ પ્રાણીને દેહના પોષણ માટે અને આત્માના આનંદ માટે કંઇને કંઇ કર્મ કરવુંજ પડે છે.

તો પાછળ સાંખ્યમતવાળાએ કર્મતજીદેવાનીવાત કહી, કે આત્મજ્ઞાન થયા પછી અનાત્મકર્મ જરાપણ કરવુંનહિં તો શું એ વાત ઠીકછે? ભયદાયક નથી? જરૂર પરિણામે પાખંડ કરાવે તેવી વાત છે.

## કર્મ કોને બંધન કરતું નથી !

૧–કર્મ એવા કર્મકારને બાંધતું નથી કે જેને, કર્મફલાશાનથી.
૨–કર્મ એવા કર્મકારને બાંધતું નથી કે જે કર્મમાં આસક્ત પામતો નથી. અને વિહિત કર્મ સ્વધર્મ જાણી કરે છે.
૩–કર્મ એવા કર્મકારને બાંધતુંનથી કેઃ–જેની ભાવના માત્ર પ્રાણદાતાધિન છે.

એમ ત્રણ પ્રકાર ભાવ વર્તિને કર્મ બાંધી શકતું નથી.

એમ ત્રણ પ્રકારે બંધનનાં કારણો જેનામાંથી નાશ થાય છે. તે ભગવદ ધર્મવાળો કહેવાય છે. તેને કર્મબંધ થતો નથી.

## ભગવદ્ધર્મિ કોને કહેવો ?

૧–ફલેચ્છા ત્યાગીપણું–તે ક્યારે થયું મનાય કે શ્રીપ્રભુ સર્વકરણ સમર્થ છે. તેમણે જે ફલ આપવું વિચાર્યું હશે તેજ આપશે. માટે મારે કોઇવાતની હઠ કરવી ઠીક નથી એમ ભગવદ્-ઇચ્છાધિન થવું તેનું નામ ભગવદ્ધર્મિ છે.

૨–કર્માસક્તિ રહિત–થયો ક્યારે કહેવાય કે દરેક કર્મ કરતાં જે જે વસ્તુની જરૂર પડે તે તે વસ્તુ ઉપર પ્રભુની સત્તા છે, તેવું જ્ઞાન થાય, તે ભગવદ્દધર્મિ કહેવાય છે.

૩–હું જીવ કંઈજ કરી શકું તેમ નથી અન્તરાત્મા સ્વેચ્છાથી મારા અધિકારનું સાર ઘટે તેવુંજ કરાવે છે. એ પ્રમાણે પ્રાણ-નાથના શરણમાં મનચિત્તબુદ્ધિ મુકી દેનાર, તે ભગવદ્દધર્મિ છે.

## ભગવદ્દધર્મિ કેમ કરી થવાય તે ભાવના

હું જીવ ભગવાનનો અંશ છું. અંશનો ધર્મ અંશીની સેવા કરવાનો છે, દરેક વસ્તુ પ્રભુની છે માટે જે જે વસ્તુનો ઉપયોગ કરવો હોય તે તે વસ્તુ પ્રથમ પ્રભુને નિવેદન કરી ઉપયોગ કરવો. માનવ દેહને પ્રચલિત અનાત્મ અને આત્મિક ઘણી વસ્તુઓની નિત્ય જરૂર પડે છે. તેમ વસ્તુમાત્ર પર વિશ્વંભરની સત્તા છે તેવું માની તે અનંત, સર્વત્ર બિરાજમાનને નિવેદન કરી વસ્તુ ભોગ કરતાં કરતાં, ભગવાનમાં દિનપરદિન સ્નેહ વધતો ચાલે છે. અને ભગવાનમાં સ્નેહવાળો થયે, ભગવાનનું સ્વરૂપ જાણનાર એમ માને છે કે આ સર્વ કંઇ દેખાય છે તે ભગવાનથી થયું છે, અને થવાનું છે તે સૌનો કર્તા એક શ્રીપ્રભુ છે.

હું જીવ મારી; કૃતિથી જગત્‌માંનો કયો પદાર્થ એકદમ નવિન નિપજાવી શકું તેમ છું. શું આપ, તેજ, આકાશ, પૃથ્વી, વાયુ જલ આમાંનું કાંઈ મારાથી બને તેમ છે ? ના હું જીવ શું કરી શકું એ પાંચે તત્વો તો સર્વભવનસમર્થ શ્રીપ્રભુથીજ નિપજે છે. હું તો પામર છું, કોઈ કાળમાં વ્યાપક બનું તેમ નથી. મારે માથે સર્વ સત્તાધિશ બિરાજે છે તે પાલક છે. કર્તા છે. અને રક્ષક છે. હું તો તે સર્વેશ્વર દયાસિન્ધુનું દયાનું પાત્ર છું. સાધનની ભ્રષ્ટતામાં દંડવત કરવા યોગ્ય હું જીવ છું. એમ ઉપર પ્રમાણેની ભાવના જ્ઞાન સંયૂક્ત દરેક કર્મ પ્રેમ ભક્તિનું જોડાણ કરી કરે તો જરૂર અભિમાન ભરેલું હું કર્તાપણું નાશ પામે છે.

મિથ્યા અભિમાન નાશ થયા પછી, ભગવદ્દધર્મવાન થયેલો માનવ કોઈ પણ કાર્યનો આરંભ કરે છે તે પ્રથમજ તેને વિચાર થાય છે કે હું કોણ છું? મારો ધર્મ શું? ને મેં અત્યાર સુધી શું કર્યું? મારો ધર્મ તો પ્રભુએ જન્મ આપ્યો ત્યારથીજ સકલ બ્રહ્માંડના કર્તા ને મારો સર્વ કામભોગ અર્પણ કરી, તેમનો દાસ થઈ નિર્વાહ કરવાનો હતો. પણ હું ભુલ્યો, મેં બહુ ખોટું કર્યું છે. છતાં હજુ પરમ દયાળુ પ્રભુએ મારા અન્તઃ-કરણમાં તેમના સ્વરૂપજ્ઞાનની ઉચ્ચભાવના ઉદય કરી છે કે જે પ્રતાપથી હું ચાલુ અલૌકિક ભાવ વિચારૂં છું. ખેર! ભુલ્યો તે ભુલ્યો. પરંતુ કરૂણા સાગરે કૃપા વિચારી મારા અન્તઃકરણમાં ઉતરી મારૂં ખરૂં કર્તવ્ય કરાવા તૈયાર થયા છે તેમ હવે નિરધાર થયું. શું કૃપાળુ શ્રીકૃષ્ણની કૃપા છે?

હું જીવ મિથ્યા જ્ઞાન આસક્તિ અને ક્રિયા કરી રહ્યો હતો. તેને પોતાનો દાસ બનાવ્યો. તેથીજ હૃદયમાં ભગવદીયત્વ આવ્યું છે.

હવે કુટુંબાદિક પોષણ ભક્તિમાર્ગનો વિવેક જાળવી, મન ચિત બુદ્ધિ પ્રભુમાં પ્રવણ થઈ રહે. અને ભગવત્કાર્યમાં ખલેલ ન પહોંચે તેમ શ્રીકૃષ્ણને સમર્પણ કરી ને સૌ કાર્ય કરીશ. આ સૃષ્ટિના પ્રાણી પદાર્થ સૌ પ્રભુના છે એટલે સૌ કોઈ સાથે મારે ભગવદસંબંધ છે તેમ માનીશ.

યોનિ સંબંધવાળા દોષનિધાન જીવ કે જે વિકાળ કલિ-કાળરૂપી ભુજંગે ડસાય અને તેથી બીજા પાપ કર્મો વડે ભક્તિના શિખરથી ગરી પડી દુઃખદ સંસારના ચરખે ચડેલા જીવો પર પ્રભુએ દયા વિચારી, તેમનું હૃદય પવીત્ર બનાવવા અને ભક્તિરસથી તરબોળ કરવા મહારસધર ગીતા શાસ્ત્ર ભૂવિ-ભક્ત ભૂષણ ભૂતલ પર બિરાજમાન કર્યું છે તે ગીતામાં દૈવી જીવોને ઉદ્ધારી લેવા વેદ વેદાંગનાં તત્વોનો વિચાર રસ, વિવિધ દ્રષ્ટાન્તથી રેડી મુકયો છે.

**ભજનાનંદ રસવાળો નિરૂપાધિક પ્રેમ, એજ પરમતત્વ છે**

## ગીતાજ્ઞાનની પરિપાક દશા

પ્રભુ શ્રીકૃષ્ણ, **सर्वं धर्मान् परित्यज्य** કહી શરણુંગતિવાળો
ઃમાનંદ રસ બતાવે છે.

સર્વ પ્રપંચ જાળ છોડી એક શ્રીપ્રભુના શરણુ શિવાય અન્ય
ર્મ જીવને યોગ્ય નથી. જીવ સર્વ સાધનોની ભ્રષ્ટતામાં દંડવત
વા યોગ્ય છે તો પ્રથમથીજ પ્રભુનો દાસ થઈ દંડવત પ્રણામ
: તેની તો બલિહારી કોઈ ઓરજ છે. જેમના દૃષ્ટાન્ત ને
;યમાં ધારણુ કરી ઘણા પવીત્ર થઇ પ્રભુલોકને પામ્યા છે.

જેને પરમતત્વ લાગુ પડે છે, એવો સેવવા યોગ્ય દૈવ
રબ્રહ્મ શ્રીકૃષ્ણ એકજ છે. તે સગુણતા ધારણુ કરે છે. નિર્ગુણતા
રણુ કરે છે. અને તેજ :સર્વ ગુણાતિત અલૌકિક સર્વગુણુ
શિષ્ટ છે. **आनंदमयोभ्यासात्** વિગેરે સૂત્રોર્થા આનંદમય
ાકારવાલા છે **आनंदमात्रकरपादमुखोदरादि** છે એ પ્રમાણે
ર્ણાનન્દમય અક્ષરાતિત, આધિદૌવક, રાસરસૈકલુબ્ધ રસમય
રૂષોત્તમ પરબ્રહ્મ એજ પ્રમેય, પુષ્ટિમાર્ગ-અનુગ્રહમાર્ગે વિલાસી
.પીજનવલ્લભ છે. એજ યશોદોત્સંગલાલિત કહોકે વૃન્દાવન
હારી કહો એજ પ્રભુ, વિવિધરસ ભોગ ચતુરના યશોગાન
ામાં ડુબડુબાં થયેલી સૃષ્ટિ તે નિજ વિયોગાગ્નિથી પરિપકવ
લી વિવિધ મનોરથરૂપ સામગ્રી સિદ્ધ કરી પ્રભુને આરોગાવે છે.
.વા પ્રેમાતુર ભક્ત તેનું પત્ર પુષ્પ, ફલ, ધન, ધાન્યાદિક સર્વસ્વ
મવશાવતવાંત પ્રભુ અન્તઃકરણુ ગામી હોવાથી સામા આવી
ંગીકાર કરે છે.

એજ આપણો દીલાશક, દીલચમન, છેલચિકનીચો, લાડરસ-
લો, લલિત ધિરોદ્ધત રાસરસિકમણિ નૃત્ય પરાયણુ, અલબેલો
ારિગોવર્ધનાથ, તે સ્વેચ્છાથી અર્જુનના સામા યોગેશ્વર સ્વરૂપે

બિરાજી તેનું લીલામધ્યપાતિત્વપણું કોઈ યોગથી મર્ત્ય માનવ રૂપમાં થવાથી અને તેવાં અનેક ભક્તની ઇચ્છા પૂર્ણ કરવા પૂર્ણકામ શ્રીગોકુળ મથુરાં અને દ્વારકાં લીલા કરી છે.

આવાં અનેકાનેક કાર્યકર્તા સર્વ અવસ્થાધર અવિકૃતબ્રહ્મ, વેદાતિત, વેદપ્રતિપાદિત, રસૌવૈસઃ પરમકષ્ટાપન્ન વસ્તુ શ્રીકૃષ્ણ છે. એજ પૂર્ણ શુદ્ધાદ્વૈત સિદ્ધાન્ત છે.

## તાત્પર્ય

ભક્તિજ્ઞાન રહિત કેવળ કર્મમાર્ગ પરબ્રહ્મની પ્રાપ્તિ કરાવતો નથી. કર્મમાર્ગ વિભૂતિસ્વરૂપોની પ્રાપ્તિ કરે છે. તેથી ત્રૈગુણ્ય દેવોથી લઈ, યજ્ઞમાં યજ્ઞપ્રબંધાનુકુલ પધારે છે. તમને પરબ્રહ્મની વિભૂતિરૂપ જાણી પુજવા જેથી કરી નિજ ભક્તિ અવ્યભિચારિણી આબાદ રહેશે.

જેઓ જે દેવને ભજે છે તેઓ તેમને પામે છે. જેઓ નિરંતર આપ વિષે ચિત્ત રાખી આપને ઉપાસે છે તે અને જે આપના અવ્યક્ત અક્ષરબ્રહ્મને ઉપાસે છે, તેમાં ઉત્તમ કોણ ? એ પ્રશ્ન થયો ત્યાં ભગવાન. ગી. ૧૨–૨માં **मयावेश्य** કરી આજ્ઞા કરે છેકે જે મારામાં મન રાખી નિત્યયુક્ત મને ભજે છે, તને હું ઉત્તમ યોગ જાણનાર માનું છું.

## જ્ઞાનમાર્ગની હિનતા

જેઓ સર્વમાં સમબુદ્ધિ કરી, ઇન્દ્રિયોના નિગ્રહપૂર્વક, પ્રાણી માત્રના હિતકારી થઇ, અનિદેશ્ય અવ્યક્ત, અચિન્ત્ય, કુટસ્થ, અચળ, ધ્રુવ, સર્વત્ર બિરાજીત અક્ષર બ્રહ્મને ઉપાસે છે તે જીવો ભગવાનને જ મળે છે. પરંતુ **क्लेशोऽधिक तरस्तेषां** ગી. ૧૨–૫ અવ્યક્તાસક્તને કલેશ અધિકાધિક થાય છે. દેહેન્દ્રિયવાળાને અવ્યક્તગતિ પરમ કલેશથી પમાય છે.

અને તેવા અસહ્ય કષ્ટના પરિણામે ગતિ પામે એવું અવ્યકત અક્ષરબ્રહ્મ તે પરબ્રહ્મ શ્રીકૃષ્ણનું ધામ છે. અને ધામી

શ્રીકૃષ્ણ તેથી પર છે. એવા અક્ષરબ્રહ્મ ધામને પહોંચે તેથી કંઈ ધામીને મલ્યા કહેવાય નહિ—અક્ષરથી ઉત્તમ પુરૂષ જુદા છે उत्तमः पुरुषस्त्वन्य તેને અક્ષર ઉપાસી પહોંચી શકતો નથી તેથી તે હિન કહેવાય છે.

## ભક્તિમાર્ગમાં પ્રેમ પ્રાધાન્યપદે છે

### मद्भक्ति लभतेपराम् પરાભક્તિ

ભગવાનના મહાત્મ્ય જ્ઞાનપૂર્વક સુદૃઢ પ્રેમ એજ પરાભક્તિ છે. પ્રેમભક્તિની ઉત્પત્તિ પ્રાણનિયંતાના અનુગ્રહથી છે. જગતમાં સહજ એવો ન્યાય છે કે સર્વને મોટામાં મોટો હોય તેનાથી પ્રીતિ કરવાનું મન થાય છે તો આ સૃષ્ટિમાં એવી કઈ વસ્તુ છે કે સાક્ષાત્ મદનાધિક સુંદર પ્રાણદાતા પરમાત્માથી શ્રેષ્ટ હોય ? તાત્પર્ય એ છે કે સૌને પ્રભુથી પ્રીતિ કરવાનું મન થાય છે પરંતુ પ્રભુ પોતેજ જીવપર કૃપાદૃષ્ટિ કરી, પરાભક્તિના ફલ રૂપ આપનો રસમય પ્રેમ, આપે છે ત્યારેજ તે દૈવી સંપત્તિવાળો કહેવાય છે. એવા દૈવી સંપત્તિવાળાને પોતાના રમણપ્રેષ્ટને રીઝાવાનાં અને તે પૂર્ણ પ્રેમીના પરમાનંદ સાગરમાં ઝુલવાનાં શરણાંગતિવાળા સર્વ સાધનો આપજ અંતરિક્ષ પ્રેરણાથી કોઈ દ્વારા મેળવી આપે છે. એટલે દૈવીજીવને પોતાના પ્રેમી પુરન્દર પ્રાણેશ વિના અન્ય કોઈના પ્રત્યુપકારની અપેક્ષા હોતી નથી. ભક્તને પ્રેમ એજ પ્રભુને પ્રસન્ન કરવાનું સબળ **સાધન**[1] છે. અને પ્રેમાળ પ્રભુ પોતાના પ્રેમરસમાં રગદોળી રાખે એજ ફલ[2] છે.

પ્રેમ રસિકમણિ પ્રાણનાથના પ્રેમદાનના બદલામાં પ્રેમી ભક્ત શું આપે ? શું એવી પ્રેમ ચિજ છે.

ફક્ત પ્રેમીના પ્રેમ રસમાં તરબોળ થઈ રહેલો પ્રેમભાવ જ પ્રત્યુપકારમાં બસ છે.—તેશિવાય જગતમાં તમામ પદાર્થ લાયકાત વગરના છે.

ઉપરના પ્રેમ વર્ણનથી એમ ન માની બેસવું નહિ કે
પ્રતિ પ્રેમનો ઉમળકો કાઢી શું એટલેજ તર્યા. પ્રેમ એ હૃદ
ધર્મ છે. તે શિવાય ઇન્દ્રિયોનો જે ધર્મ છે તે બજાવવા ઇ
યોને પ્રેરવી. દેહેન્દ્રિયોનો ધર્મ પ્રભુ સેવા કરવાનો છે.

## પ્રભુ:સેવા કોને કહેવી ?

જેનું ચિત્ત પ્રભુમાં પરોવાઈ જાય તેનું નામ પ્રભુ સેવ
તેવી સેવા સાધ્ય કરવા માટે પ્રથમ તનથી અને ધનથી
સેવા કરવી જોઇએ. એ પ્રમાણે તન ધન વડે હમેશાં પ્રભુ
કરતાં કરતાં પ્રભુમાં ચિત્ત પરોવાઈ જાય છે. પ્રભુની મે
જણાય છે. પ્રભુનું ભકતવત્સલપણુ સમજાય છે. તે વડે દેહે
યોનો મિથ્યા અધ્યાસ છુટી સંસારદુઃખ નિવૃત્ત થાય છે. શ્રી
એજ પરબ્રહ્મ **પૂર્ણાનંદ** છે. તે શિવાય સર્વ મનુષ્ય
ગાંધર્વ કિન્નર સ્વર્ગીય અને ત્રિગુણાત્મ દેવોથી લઈ અક્ષર
સુધીનો આનંદ તેની હદ લઈ શકાય તેમ છે. પૂર્ણાનંદની કૃ
આનંદની હદ લઈ શકાય તેમ નથી.

આ ત્રિગુણાત્મક વિશ્વ, અક્ષરબ્રહ્મમાંથી આવું
વિશાલ પ્રકટયું છે છતાં તે અક્ષરસ્વરૂપમાં વિકૃતિ થઈ
જેમકે ચિન્તામણિ કલ્પવૃક્ષ ઈચ્છિત ફલ આપે છતાં
તવંગરાઈ ઘટતી નથી તેમ આવિષ્વ સંપત્તિવાળું અક્ષરસ્વરૂ

આવિષ્વ સંપત્તિ પ્રલયકાળે અક્ષરબ્રહ્મમાં સમાઇ જા
જેમ સમુદ્રરસ લઈ પ્રકટ થતી નદીઓ સમુદ્રમાં પરિણ
તેમ આવિષ્વ અક્ષરમાં પરિણામ પામે છે.

કોઇ કાલમાં અક્ષરબ્રહ્મનો નાશ નથી. અક્ષરબ્રહ્મ
ભગવાનને રહેવાનું આધિદૈવિકધામ છે. અને તે ધામના
પરબ્રહ્મ, અક્ષરથી જુદા છે. તે સર્વવાત સર્વાત્મભાવથી પ્રભુ
કરવા વડે સંપૂર્ણ સમજાય છે.

## પરબ્રહ્મશ્રીકૃષ્ણનીસેવા

શ્રીકૃષ્ણની સેવા ખરા સ્વરૂપમાં કરી શ્રીકૃષ્ણાધરામૃતાનન્દ સુધી પહોંચવું હોય તેણે ગુરૂજ્ઞાન મેળવવાની જરૂર છે.

### શ્રીગુરૂ એવા જોઇએ કેઃ—

શ્રીકૃષ્ણમાં અનુરક્ત શ્રીગુરૂની કૃપા વિના શ્રીકૃષ્ણ સેવા થઈ શકતી નથી. શ્રીકૃષ્ણને પ્રસન્ન કરવાનો પ્રબંધ જેમણે જાણ્યો છે; અને તે પ્રમાણે વર્તી જેમણે શ્રીકૃષ્ણ કૃપાનન્દ લીધો છે; અને શ્રીકૃષ્ણાનન્દમાં તદ્‌લીન છે;[૩] શ્રીકૃષ્ણ ઉપર જેમણે વિપરિત મોહવારી નાંખ્યો છે;[૪] શ્રીકૃષ્ણાસક્ત થઈ જેમણે મમતાને મારી સૌપર સમાનભાવ કર્યો છે.[૫] શ્રીકૃષ્ણ ચિન્તામણિ કલ્પ વૃક્ષનો આશ્રય કરી જેમણે કોહિનુરને કાંકરા સમાન ગણ્યો.[૬] શ્રીકૃષ્ણરસને લેતાં જેમણે ખટરસને વિષમ બુદ્ધિ તજી છે;[૭] શ્રીકૃષ્ણ લીલામૃતનાં અખંડ ઝરણાં જેમના મુખમાંથી નિર્પેક્ષ ઝરી રહ્યાં છે.[૮] શ્રીકૃષ્ણના ઉપર પોતાનું સર્વસ્વ નોછાવર કરી જેમણે સ્વર્ગ મુક્તિનો સ્વાદ તજી દીધો છે;[૯] શ્રીકૃષ્ણ વિયોગે જેઓ વિરહાકુળ થઈ અહોરાત્ર ઝુરતા છે;[૧૦] શ્રીકૃષ્ણમાં અનન્ય ભક્તિ સ્વામિ સેવક પણ અને શ્રીકૃષ્ણવ્યસન સુદૃઢ થઇ જેમાં પરા ભક્તિ છે.[૧૧] શ્રીકૃષ્ણના સ્વરૂપ જ્ઞાનવાળું પ્રમાણ ચતુષ્ટય કે જે વ્યાસસૂત્ર, વેદ, શ્રીભાવત, ગીતાશાસ્ત્ર એ ચારેને જેઓ બારિકીથી સમજે છે;[૧૨] શ્રીકૃષ્ણના વિરહે જેનું સર્વાંગ ધગ્ ધગ્ ધિકી, રોમાંચ થઈ અશ્રુ ખરી પડે છે.[૧૩] એવી એવી નિર્મમ નિર્લેપ કૃતિવાળા શ્રીગુરૂના પ્રત્યક્ષ વા. તેમના ગ્રન્થદ્વાર પરોક્ષ જ્ઞાન મેળવવા વડે શ્રીકૃષ્ણનો સેવારસક્રમ, રસભાવ, સેવારસનો રસ્તો બરાબર સમજાય તો શ્રીકૃષ્ણ સેવા બહુ સુગમતાથી થઈ શકે અને જલ્દિ ફલરૂપ માનસી સેવા સિદ્ધ થાય. માનસી સેવા એજ અનુગૃહ વા. કૃપામાર્ગમાં પરમ ફલ છે. તે સેવાનુ સુખ ગોપીજનોના પ્રેમ રંગીલા ભાવનું સંસ્મરણ છે.

कृष्णात्परंनास्ति दैवं

**શ્રીકૃષ્ણસ્વરૂપ અને દૈવી આસુરીની દૃઢતા** આ વિષયમાં જેમ જેમ પાખંડ પ્રવૃત્તિનું પ્રમાણ વધતું ગયું તેમ તેમ શાસ્ત્રીયજ્ઞાન કમી થતું ચાલ્યું એટલે વિહિત ક્રિયાઓ પણ, મહાત્મ્યજ્ઞાન વિના, આડંબરવાળી થતી ચાલી, આડંબરપ્રિયને આડંબરમાં પ્રેમ વધતો ગયો. આન્તરધર્મતિરોધાનથયો. પરિણામ એ આવ્યું કે આધિદૈવિક શ્રીકૃષ્ણલીલા તેને કેવળ પ્રાકૃત માનવચારિત્ર્યવત્ લેખવા લાગ્યા. શ્રીકૃષ્ણની આધિદૈવિક લીલાનું મૂળ તત્વ ભુલી ગયા, ને વિપરીત ભાવના ઉદય થઇ; તે પરિણામે કોઈ તો શ્રીકૃષ્ણલીલાને કેમ કહેવા લાગ્યા અને કોઈ લીલા કથાને બનાવટ છે તેમ પણ કહી શ્રીકૃષ્ણલીલામૃતના અગાધ અંબુને એક સુકટા અરણ્ય જેવું કરવા પ્રયત્નશીલ થયા તે નિરિશ્વરવાદીના યુકિતપ્રયુકિતવાળા પ્રયોગ સાંપ્રત પણ ધમધોકાર ચાલી રહ્યા છે પણ તેઓ રાંકડા જીવ મહાન્ ઈશ્વરની અગાધ શક્તિ આગળ હડકાયા શ્વાનની પેઠે આંફી ગયેલા જ ફરે છે. પરંતુ મીયાં પડયા પણ તંગડી ઉંચા જેવા ન્યાય અધુનાછે.

સર્વના હૃદયમાં બિરાજમાન પ્રભુ અને પ્રભુકૃપાથી દૈવી જીવોને પ્રકટ થતો પ્રભુભાવ તેને તોડવાને દુષ્ટ બુદ્ધિ જરા પણ ફાવ્યા નથી પરંતુ એક એવી સરસ ચોખવટ થતી ચાલે છે કે ભગવાનના દૈવી અને આસુરી બે પ્રકારના જીવો છે. તેમાંના કપૂયચરણા છે તે સાંપ્રતે પોત પોતાના ટોળામાં પડતા ચાલે છે તેથી ચોક્કસ સમજાય છે કે આ જીવ દૈવી છે, ને આજીવ આસુરી છે એમ સમજાવાથી એક બીજા સાથે બેસવા ઉઠવાની સુગમતા સારી થવા માંડી છે.

જે જીવો આસુરી ભાવવાળા છે તે જન્મોજન્મ ભગવાનની મોહમાયામાં મોહિત છે. તેઓ કદાપિ ભગવાનને પામતા નથી

તે જીવને પરિણામે અધોગતિજ છે. જેઓ પાપી મુઢ નિચ કર્મી છે તથા જેઓનું જ્ઞાન માયાને લીધે હરાઈ ગયું છે તેવા આસુરી સ્વભાવવાળા દુષ્ટ કદાપિ ભગવાનને ભજતા નથી. જગતને સ્રીપુરૂષના યોગથી થયેલું માને છે. એવા વિષને વલોવનારને ફલ પણ વિષ જ મળે છે.

**શ્રીકૃષ્ણપરમતત્વનું વર્ણન** અનેક પ્રકારે ઉપનિષદ્ ભાગવત વિગેરેમાં કરેલું છે. તેમાં કોઈ ઠેકાણે પરબ્રહ્મને રસરૂપ કહે છે તો કોઈ ઠેકાણે સર્વધર્મ વિશિષ્ટ કહે છે એમ અનેક રીતે પ્રસિદ્ધપુરૂષોત્તમ સત્યજ્ઞાનઅનંતાનંદ પરબ્રહ્મશ્રીકૃષ્ણ છે. તે સર્વ મનોરથ પૂર્ણ છે. તે સૌ શ્રીમદ્ભાગવતકારે અનેક નિરોધી ભક્તનાં દૃષ્ટાંતોથી સમજાવ્યું છે, અને તેથી સર્વોપરિ સમજ **શ્રીમદવલ્લભાચાર્યજીએ ષોડશગ્રંથ તત્વદીપનિબંધ સુબોધિનીજી** આદી ગ્રંથોમાં વિવિધ પ્રકારે વિસ્તૃત કરી સ સિદ્ધાન્ત સમજાવ્યું છે પરમ ભાગ્યવાન હોય તે તેવા ગ્રન્થોનું સેવન કરે, અને ભગવાન શ્રીકૃષ્ણનો કૃપા પ્રસાદ મેળવી, પ્રભુમાં સર્વ વિધ નિરોધ પામે. કોઈ પ્રકારે મન ચિત્ત બુદ્ધિ પ્રભુમાં રોકાય છે અને બીજી તમામ વિટંબણથી વિરક્ત થાય છે તે નિરોધ ને નિરોધલક્ષણ નામના ગ્રન્થમાં શ્રીઆચાર્યજીએ બહુ રૂડી રીતે વર્ણવ્યો છે તે નિરોધ જ પરમ ફલરૂપ છે.

**બ્રહદ્વામન પુરાણમાં આજ્ઞા કરી છે કે:—**

**स्त्रियो वा पुरुषो वापि भर्तृभावेन केशवम्**
**हृदि कृत्वा गतियान्ति श्रुतिनांनात्र संशयः**

સ્રી વા પુરૂષ મને જો પતિભાવે હૃદયમાં ધારણ કરે તો જરૂર તેઓને શ્રુતિઓની ગતિ પ્રાપ્ત થાય છે તેમાં જરા પણ સંશય નથી.

( શ્રુતિઓની શું ગતિ થઇ ? )

પૂર્વે અક્ષરબ્રહ્મ ધામમાં વિચરનાર વેદની શ્રુતિઓને એવો મનોરથ થયો કે આપણે જેને પરબ્રહ્મ કહિએ છીએ તે પરબ્રહ્મના ધામીનાં દર્શન હજુ થયાં નહિ. તેમ કરતાં કરતાં અક્ષરબ્રહ્મ ધામી પરબ્રહ્મ શ્રીકૃષ્ણના દર્શનની લાલસા વધી પડી, અને પરમ ઉત્કૃષ્ટોત્કૃષ્ટ વિરહ વેદના થવા લાગી. તેવો ને તેવો વિરહ પરિકાષ્ટવાળો ગણો કાળ વ્યતિત કર્યો, છેવટે પરમતત્વરૂપ પરબ્રહ્મ રૂપ થયેલાં શ્રુતિભક્તની સ્તુતિથી પ્રસન્ન થયેલા ભક્તવત્સલ ભગવાને આકાશવાણી દ્વારા આજ્ઞા કરી કે—

હે શ્રુતિઓ! હું તમારા ઉપર પ્રસન્ન થયો છું માટે તમે તમારા મન ઇચ્છિત વર માગો ? તે વખતે શ્રુતિઓ વિનય કરવા લાગી કે હે ભગવન્ !

चिरं श्रुत्वा ततस्तुष्ट परोक्षं प्राहतत गिरा।
तुष्टोऽस्मि व्रातभोःप्राज्ञ वरं यन्मदभिस्पितम् ॥

નાભિકમલોદ્‌ભૂત નારાયણાદિ સ્વરૂપોનાં તો અમો પારાંગત થયલાં છીએ–જાણીએ છીએ–તેઓ સત, રજ, તમ, વિગેરે ગુણોમય છે અને તેઓ સર્વે પ્રલયાન્તે તિરોભાવ થવાવાળાં રૂપો છે. માટે અમારી તે સ્વરૂપો મધ્યે પૂર્ણ બુદ્ધિ નથી. અને જેને અમો પૂર્ણબ્રહ્મ કહિએ છીએ, તે રૂપ નિર્ગુણ અને અક્ષર બ્રહ્મથી પર છે. તેમાં અમારી મન વાણી પહોંચી શકતી નથી. તેજ આપ પર પુરૂષ છો માટે હવે આપના સ્વરૂપનું દર્શન કરાવો.

તે વખતે કોટિકન્દર્પ લાવણ્ય પ્રભુએ પોતાના સ્વરૂપનું દર્શન કરાવ્યું. શ્રુતિઓએ એવા મદનાધિક સુંદર મનોહર શ્રીકૃષ્ણનું દર્શન કરતાંજ પરમાનંદ પામી વિનવવા લાગ્યાં કે હે ભગવાન !

**कोटि कन्दर्प लावण्ये त्वयि द... मनांसिनः ।**
**कामनि भाव मासाद्य स्मर...ब्धुन्य संशयः ॥**

હે અંતરાત્મા ! કોટી કામદેવોની શોભા એકત્ર કરીએ તોપણ આપના મનોહર લાવણ્ય સ્વરૂપ આગળ રદ છે. એવું રૂપ માધુર્ય જોઈ અમોને [1]કામનો જન્મ થયો છે માટે આપ અમારા સ્વામિ થઈ ચુકયા છો; અને હવે અમારા સ્ત્રી ભાવથી આપ સાથે રમણ કરીએ, તેવો અમારો મનોરથ આપ ભકતેચ્છા પૂરક હોવાથી સિદ્ધ કરો. હે અદયદાની ! જો આપ વરદાન આપવા ઈચ્છા કરો છો તો. અમને આપની સાથે રમણ શિવાય અવર ચાહનાજ નથી.

એવાં શ્રુતિઓનાં રસભર્યાં વચન સાંભળી ભગવાને આજ્ઞા કરી કે હે શ્રુતિઓ !

**दुर्लभो दुर्घट श्चैव युस्माकंतु मनोरथः ।**
**मयानु मोदितः सम्यक् सत्यं भवितु मर्हति॥**

તમો જે મનોરથ કરો છો તે ઘણો દુર્લભ છે; અને સિદ્ધ થવો કઠણ છે. છતાં મેં સરાહના કરી છે તેથી તમારો મનોરથ સત્ય થશે. તથાપિ ક્યારે ?

**कल्पे सारस्वते प्राप्ते व्रजे गोप्यो भविष्यथि ।**
**वृन्दावने भविष्यामि, प्रपन्ने रास मंडले ॥**
**जार भावे न सुस्नेहं सुहृढःसर्वतोऽधिकः ।**
**मयि संप्राप्य सर्वेमाह, कृतकृत्या भविष्याथि**

હે પરમ પ્રેમ તપની કરનાર શ્રુતિઓ ! તમારો મનોરથ; જ્યારે સારસ્વત કલ્પ આવશે ત્યારે સિદ્ધ થશે તે વખતે તમો વ્રજમાં ગોપીઓ નામથી પ્રકટ થશો, અને ત્યાં રાસ મંડળની રસભરી રચનામાં તમારો મનોરથ પૂર્ણ રસિક વિહારી સ્વરૂપે

થશે, અને જારભાવની તમારી મારા પ્રત્યે પરમ ઉત્કૃષ્ટ પ્રીતિસર્વથી અધિક પ્રકટ થશે તે વડે તમો મને પામીને કૃતાર્થ થશો.

પ્રભુને મનોરથપૂર્ણ કરવો છે ત્યાં વિલંબ શું? સારસ્વત-કલ્પ બ્રહ્માનો બારમો દિવસ થતાં આવીને ઉભો અને શ્રુતિઓ વ્રજમાં ગોપીઓ સ્વરૂપે જન્મ્યાં અને પરમદૈવત્વ–પરમતત્વ પરબ્રહ્મ શ્રુતિ વરદાયિ પૂર્ણપુરૂષોત્તમ શ્રીકૃષ્ણ સ્વરૂપે ભૂવ નિજધામ વ્રજમાં પ્રકટ થયા. તત્કાલ જ પોતાની સુખદ પ્રભા વડે દૈવી જીવોને રસપૂર્ણ નિત્યલીલાનું પરમસુખદ અદયદાન કૃપા દૃષ્ટિથી કરવા લાગ્યા. પરિણામમાં ગોપીજનોને સર્વાત્મભાવ પ્રકટ થયો અને હુમેશાં વ્રજાધિપ શ્રીકૃષ્ણની સર્વાત્મભાવે નિત્ય-લીલામાં સેવા કરવા લાગ્યાં ચિત્ત શ્રીકૃષ્ણમાં પરોવાઈ ગયું, યોગનેક્ષેમ ભગવાન પોતે વહેવા લાગ્યા. અર્થસિદ્ધ થયો. શ્રીગોકુલાધિશ હૃદયમાં ધરી લીધા. એથી બીજી મોટી [૩]કામના શું છે? અને અહો રાત્ર રોમેરોમ શ્રીકૃષ્ણ સ્મરવા લાગ્યાં. એથી બીજો મોક્ષ શું છે?

આ મોક્ષ કોઈ અદ્‌ભુત છે સૌથી વિલક્ષણ છે. પરમપ્રેમ તપનું પરિણામ તે આ મોક્ષ છે, તે આ ગોપીજનોને મળ્યો. જીવનમુક્ત દશાનો ભોગ તત્કાલ કરવા લાગ્યાં. છેવટે પરમાનંદ સમુદ્રમાં અખંડ ડુબ્યાં.

જ્યાં પ્રભુ વિચારે ત્યાં સૌ સહેલું છે. (કેવી રીતે કોઇ રાજાને ગરીબનો મીલાપ કરવો સહેલો છે. પણ ગરીબને રાજાનો મિલાપ કરવો હોય તો દુર્ઘટ છે.)

આદ્યવૃન્દાવન વિહારી વ્રજાનન્દકન્દે એ પ્રમાણે શ્રુતિઓનો મનોરથ સિદ્ધ કર્યો. કે જેના પરિણામમાં પોતાનું રમણસ્થાન આદિ અવિચ્છિન્ન વૃન્દાવન પ્રાપ્ત થયું.

કે જે લીલૈકસ્થાન વૃન્દાવનમાં નિત્ય વસંતાદિ ખટ ૠતુ સેદ્ધ છે પૂર્ણચન્દ્ર પોતાનાં સુખદ કિરણો નિરંતર અખંડ ફેલાવી હ્યો છે. દુઃખનું સ્વપ્ન કે સુખનો વિયોગ નથી. જન્મ, જરા, મૃત્યુ, ક્રોધ, માત્સર્ય, ભેદ, અહંકાર કંઈજ નથી કેવળ પરમાનંદ અમૃતરસ, સુખદ પ્રેમ, સહજ ભક્તાધિનત્વ, નિષ્કામતા, વિશુદ્ધતા સહજ પ્રભુ સેવા ભાવ પૂર્ણતા એ કૃષ્ણોદ્યાનમાં છે. અને અનેક શોભા સંપત્તિવાળા એ આદિ વૃન્દાવનમાં આપ રસિક રસમય અખંડ બિરાજે છે.

પોતાના પરમાનંદને ઝીલી શકે તેવાંજ ભકતો ત્યાં છે તેમનાથી વિવિધાનંદ કરે છે તે સૌ વાતો શ્રીમદ્ભાગવત દશમ સ્કંધમાં વર્ણવેલી છે. અને તેથી વિશેષ શ્રીસુબોધિનીજીકાર શ્રીવલ્લભાચાર્યજીએ જ્યાં જેવું સ્થાન, જેવો લીલા ભેદ તે યથાર્થ શ્રીકૃષ્ણ રસના રસિક સેવકોના જન્મ સાફલ્યાર્થ વિસ્તાર્યો છે. પરમભાગ્ય હોય તેનેજ ઉચ્ચ ભાવનાનો ભોગ કરવા વખત આવે છે. જેનું ભાગ્ય ખુલી ગયું હશે અને ચોરાશી લક્ષ કોટિ યોનિના દુઃખસુખ ભોગનો અન્તિમ જન્મ હશે તેજ વેદ પ્રતિપાદિત શુદ્ધાદ્વૈત સિદ્ધાન્ત પ્રકટ કરતા કલ્યાણકારી ભાવ રસનો ભોગ કરશે.

### પ્રેમની પરાકાષ્ઠા

જીવને શ્રીપ્રભુમાં પ્રેમની પરાકાષ્ટા થતાં આ સર્વ વિસ્તારવાળુ વિશ્વ પ્રેમમૂર્તી શ્રીકૃષ્ણમય દેખાય છે. પ્રેમની છેલ્લી અવસ્થા એવીજ રસમય છે.

શુદ્ધપુષ્ટ ભકતો પર પ્રભુ જ્યારે કૃપા કરે છે, ત્યારે પરમ કમનિય મદનાધિક સુન્દર પ્રભુ. તેમને બ્રહ્માનંદમાંથી ઉદ્ધારે છે [illegible] आप्नोति परम् તે પછી ભક્તને લીલોપયોગી અલૌકિક દેહ મળે છે. तनुनवत्व मेतावता ત્યાર પછી અપ્રાકૃત લીલા

યોગ્ય આનંદમય શ્રીકૃષ્ણમય થયેલાં ભગવદીયોનાં દ્વાદશ અંગો સાથે પ્રભુલીલા કરે છે.

ભકતોને અલૌકિક અંગની પ્રાપ્તિ થતાં પ્રભુ સાથે સંભાષણ, આશ્લેષ, ક્રીડા, વિગેરે અનેક મનોરથ રસ ભોગવવાની ઇચ્છા થાય છે. અને તે ઇચ્છા થતાં તરત જ મન વાણી એકત્ર થઈ ભગવદ્ રસમય થઈ જાય છે. અને સર્વત્ર ઇન્દ્રિયો પ્રભુથી રતિ કરી રહે છે, તે વખતે પરમ રસિક ભકતોને બાહ્યાભ્યંતર પ્રેમ પ્રેમ તે પ્રેમનીજ એખંડભાવમય જ્યોતિ જલહલી રહે છે; વળી રસિકપુરન્દર પ્રાણેશને મળવા માટે त्रुटिर्युगायते त्वाम पश्यताम એમ પ્રભુના દર્શન શિવાય એક પળ તે યુગ સમાન જાય છે પ્રાણ પ્યારા વિના જરા પણ ચેન પડતું નથી. ભગવદ્રસ એજ ભકતનું જીવન, અંગ, ને સંપતિ છે વિયોગરસના અનુભવી ભકતને દગ, ભંગ, મનઃસંગ, સંકલ્પ, જાગરણ, કૃશતા, રતિ, લજ્જા, ત્યાગ, ઉન્માદ, મુર્છા, અને પુર્ણ પ્રેમાશકિત ભર્યું વ્યસન, એ સિવાય અનેક વિપ્રયોગ રસના અનુભવો ભકતમાં પ્રકટ થઈ રહે છે. વળી વિરહ કલેશ સહન ન થવાથી હે પ્રભો ! હે રમણ ! કવાસી ! કવાસી ! હે મહાભુજ ! એ પ્રમાણે ઉપરા ઉપરી પ્રાલાપ થયા કરે છે.

પ્રેમ રસિકડા શ્રીકૃષ્ણના વિરહથી થતી વિકલતા ને અસ્વાસ્થ્યતા તે સ્વાભાવિક અને અલૌકિક છે.

विकलत्वं तथाऽस्वास्थ्यं प्रकृतिःप्राकृतं नहि. स.-नि.

उधृतौ परमक्लेशौ विरहानल संभवः

यदादेहादिनाशाय समर्थौ जाय ते तदा । शु. मा.

શ્રીપ્રભુમાં મન ચિત્ત બુદ્ધિના નિરોધ પૂર્વક ભગવદ્વિયોગ સ્પુર્તિનો માગ જેને જડે છે તેઓ એકદમ પ્રસંશાપાત્ર છે. પરમ ભાગ્યવાનનેજ ભગવાનના વિયોગનો રોગ થાય છે.

# શ્રીગુરુસ્તુત્યાષ્ટકમ્.

## સારંગ.

મન નિર્વેદ કરી હે વ્રજમણિ ! જીવાન્ત જે નિજનો કીધો;
નિઃસાધન ભાવાર્તી હર ગુરુદેવ સતત શરણે લીધો. ૧
લાજ સર્વ વિધ રાખી મારી, મહોદાર ગુરુવર્ય તમે;
લલિત ધિર ઉદાર અદયદા, તવ ચરણે મમ શિશ નમે. ૨
હરખ વધારી હંસ સૂતા તટ, હવે યાદ કરી સુખ દેજો;
રિઝી ખીઝી ફરી ઉપરથી, કૃપા વૃષ્ટિ કરતા રે'જો. ૩
લાડસ ઘેલું જે કંઇ બોલું, તેમાં ઉલટા અર્થો થાય;
લખશો ના હૃદયેશ હૃદયમાં, જાણી અંગીકૃત સહાય. ૪
પેખ્યું પરમાનન્દ રૂપ તવ, હે ચંદ્રાનન ! હે પ્રાણેશ !
ટળી સર્વ સંતાપ નાથ એક વધ્યો તવ વિરહાવેશ. ૫
લાવણ્ય કોટિ કન્દર્પ દર્પ હર, મધુરાકૃત દેખે નહિ ચેન;
દીનેષ વિરહ વન્હિ ઉર ધિકે, દર્શ તૃષાળાં દુઃખીયાં નેન. ૬
નાથ કરૂણાળુ દૃગાગ્ર દેખ્યું, ઉભય દિશ દુર્ઘટ થઇ છેક;
પ્રણયદા હે અન્તરાત્મ ! સૌ વિધ અવલંબન આપ છો એક. ૭
નાગર નગધર વલ્લભ વિઠ્ઠલ, ગુરૂરાજ સરખા લેખ્યા;
મનમોહન રસભાવ રસાબ્ધિ, વ્યાસ હૃદય રસદા દેખ્યા. ૮

---

# ॥ શ્રીવલ્લભ. ॥

## માલકોષ-રાગેણ.

નથી તાપ સંતાપ નાથ જ્યાં આપ વિચારી ચિત ચોર્યું;
રોગ ભવોભવ તણો પ્રજાળી, મહારસમાં જે ઉર બોળ્યું. ૧

તમે કરો ઇશ્વરના ધર્મે, ત્યાં નથી જોતાં અધિકારી;
મમ કામલતાશ્રય વ્રજાંગના વૃત, હે મદહર ! હે મોરારી ! ૨
દાસી ભાવે પાવ અચળ રસ, એ રસમાં રાખો ભીજી;
સતત્ આપ પ્રિયા પદરજ પામે, તેને શું પરવા બીજી. ૩
ગોપીજન જે વિરહ વિદગ્ધ, તેને નિજ અમૃત પાયું;
વિયોગિણી હે નાથ દર્શાતુર, અન્તર્યામી ઘટે આયુ. ૪
દયાનિધાન ચિરકાલ સહ્યું દુઃખ, આપ વિયોગે હે સ્વામિ !
જીવ અપરાધ ક્ષમા કરી વ્હાલા, દર્શન ધો અન્તર્યામી. ૫
દેખ્યું દૈવત એક આપમાં, જગત નિચોવી સૌ જોયું;
લલિત ધીર ઉદાર રસિકવર, તવ ચરણે મ્હેં ચિત પ્રોયું. ૬
વારિજ વદન કાન્તિ કરૂણામય, ભક્તાર્તીહર હે ભગવંત !
ટાળી દોષ દીનેશ દયાળુ, કરો નિકટ લૈ નિત નિશ્ચિંત. ૭
વાક્પતિ શ્રીવલ્લભ વિઠ્ઠલ, શ્રીગિરિધર શ્રીયમુનાજી;
લાડિલેશ રસદાની વ્યાસને, રસ આપી કરશો રાજી. ૮

---

## આલકોષ.

ચંદ્રાનનને ચિતમાં રાખી, સખત કટાક્ષે જેહ લખે;
દુતિકાર્ય વચમાં પડી કરવું, છોડી તું થઇ તેહ પખે. ૧
લાડિલી તું તેની થઇને, નિજ ગૃહમાં પુરે તેથી;
લલિત ધિર ઉદાર નિકટણી, તું મુજને કહે છે એથી. ૨
ચુકેલી અતિ ચુક કરીને, વિપ્રયોગ શિતલ કહે છે;
નિજ કાર્ય સાધી લૈ સઘળું, અપર તણું અંતર દહે છે. ૩
લાભી અધર સુધાસવ પોતે, વિવિધ હાસ્ય પરિરંભ મલ્યું;
લલના અત્યુદારની સંગે, ઉદારપણુના ઉરે ઢળ્યું. ૪

ચકીત કરે છે સ્વભાવ તારો, એકલપેટી અહો વયસ્ય!
કમળાપતિ પ્રિયા પદરજ લભતિ, કરૂણહૃદયિ તું થજે અવશ્ય. ૫
લાલ લટક પગ પટક લાસ્યગતિ, ચખે દર્શાત્રા અધિર બન્યાં;
શિલ સદ્રિચી ધન્યા ધિરદા, પાસે અંકિત રૂપ ગયાં. ૬
વા'લી તું પણ સહાયક બનજે, લાયકાત મુજ ના જોતી;
લાડસઘેલો વ્યાસનો રસદા, લાગ મળે દેજે ગોતી. ૭

---

## કાનરો.

રતિ રસધીર નાયક મનમોહન, ભજતાં દુષ્કૃત સર્વે જાય;
તિરોભાવ તૃષ્ણા સર્વે થઈ, મહા ભવસિન્ધુ સહજ તરાય. ૧
લાગી પ્રેમ રસિકડી ચટકી, કૃષ્ણ કથા જે હૃદય સુહાય;
લટકા ચટકા વિવિધ વિષયના, જ્યાંથી ઉઠયા ત્યાંજ સમાય. ૨
મધુરોત્તમ મદસુદન મદાનાધિક, સર્વ ભાવથી સદા વરાય;
નટવર નાગર નન્દલાલનો, પુરણ પરમાનંદ પમાય. ૩
સુન્દર પરમાનંદને પામી, અવિચળ ઉરસાગર છલકાય;
ખલક વિષેની મોહક ખુબીયો, તે સૌ નટવરરૂપ જણાય. ૪
લાવણ્યકોટી કન્દર્પ કંજાનન, જેની છાતી માંય છપાય;
લલિત કૃપાળ ઉદાર અદયદા, વ્યાસ વદે તેનો થઇ જાય. ૫
બોધ શોધની પરવા રસિકરસ લેતા જનને જરા નથી;
રસામૃતાબ્ધિ પાન મલ્યું કે, ગર્ત નિર પિપાસ જતી. ૬
સદા ગયંદ અસવાર કદી, ગર્ધવ પીઠે નવ પાય ધરે;
દયાનિધિ વસુદેવ મળે પછી, કોણ મુઢ જઇ અવર વરે. ૭
વા'લો વૃન્દાવિપિન વિહારી, જેની નજરે નૃત્ય કરે;
લાભ કોણ એથી વર બીજો, વ્યાસ વદે ત્યાં ચિત્ત ઠરે. ૮

---

## સારંગ.

શ્રુતિ રસઘેલો નન્દ લાડિલો, ભૂત્રના ભકત કરી ટોળે;
નટરૂપ સૂર સુતાતટ રમતાં, યાદ કરી નિજ રસ ઓળે. ૧

છોડી કુંજ મંદાર કુંદની, રસિક ભકતરસ ભોગ કરે;
ડરે અહચદા કહો કોણથી ! જેને નિજરૂપ બળે વરે. ૨

દાસી નિજ પ્રિયા પહરજની, અખંડ અતિ કરૂણાથી કરે;
સમર્થ સ્વતંત્ર મહનાધિક સુન્દર, ભરે ઢોળે પુન અખુટ ભરે. ૩

વદન ચંદ્ર કરૂણામય કિરણે. કઇ કુમુદિની નથી ખીલી !
રસિક રમણિ રમણેશ કૃપાત્રિણ, ખરે જીવન કળી થઇ ઢીલી. ૪

જીવન સફળ સદ્રિચી કરી જો, તુવ રસ દેવા મનથી મુઝાય;
વર વિનોદી વનમાલ મુકુટધર, તેને કહેજે મુજ કથાય. ૫

નગધર તુવ વિરહાગ્નિ મધ્યે, ધિકે ધગ ધગ મુજ વ્હાલી;
દાની પણ દેખાડી દર્શ દઈ, કરો અચળ ભર્તા વાળી. ૬

સર્વેશ્વર સર્વાન્તર્યામી, પાસે યાદ જરા કરતાં;
જીવન સફળ વ્યાસનું થાશે, વ્રજપતિ નિજ બળથી વરતાં. ૭

---

## સારંગ.

છોડી ના દો નાથ, મને નિજ બળથી તારો;
ટાળી દેતાં ધર્મ ઐશ્વર્ય, નિંદાય તમારો. ૧

લાજ શરણની રાખી શાસ્ત્ર પુરાણ પુકારે;
લલિત ધીર ઉદાર કૃપણના થશો મમવારે. ૨

કામણગારા કૃષ્ણ મને શું કામણ કીધું;
લીલા અગમ અપાર સુણી તે ક્ષણ દીલ દીધું. ૩

દાસી જાણી હવે પ્રાણ પંકજ મુખ દરસો;
સદા રાખી લઇ પાસ, અધર અમૃતરસ વરસો. ૪

બુધ્ધિ ગુણ કે રૂપ કળા કૌશલ્ય ન મુજમાં;
ટાળો સૌ સંતાપ બની ગઇ રસધર તુજમાં. ૫

લાડિલેશ રસરાજ મઝા હું લુંટીશ તારી;
મદન મોહન મદસુદન રહીશ નવ તમથી વારી. ૬

નેહ કર્યો શું કાજ હૃદયમાં આપ પ્રવેશી;
ભુજ ભર ભેટી હવે કરૂં મુજ રસ આવેશી. ૭

લીધુ તન મન જેમ તેમ હું લઇશ તમારૂં;
ગરવીલા ગોવિંદ તમો સર્વસ્વ અમારૂં. ૮

યાદ કરીને ખાસ વ્યાસની દાદ ધરો દીલ;
કેલી કળા રસજ્ઞ! વિચારી કરશો ના ઢીલ. ૯

---

## ધોળ ૩.

(રાગ ઉપરનો)

ગોવિંદ હરે! મહીનું દાન ન હોયે, જાવાદો મને?
પાતળીયા પ્રીતમ! વાર થઇને રાતલડી પડશે વને. ટેક.

લટકાળા ઝાઝું શું કહિયે, અંતરમાં પ્રેમ ભરી રહિયે;
દાસલડાંનું તન નવ દહિયે,...............ગોવિંદ હરે! ૧

સરખી સાહેલી ગઇ આગે, કહેશે સાસુને અણુમાગે;
મ્હારો એ નિત્ય જુવે લાગે,..............ગોવિંદ હરે! ૨

નિતનો ઝગડો આ નહિ સારો, કાલાપણુ કંઇક હવે તારો;
શંકર્ષણુ વિરા વિચારો,.......................ગોવિંદ હરે! ૩

કુમળાપતિ તમને કો કહેશે, આવાં અળવિતરા જો રહેશે;
રતિની ગતિ ત ઉલટી વહેશે,...............ગોવિંદ હરે ! ૪

વ્યાજે આવી ગઈ છું પુરી, મુકો લત જે પકડી મધુરી;
સમજો નહિ તો થાશે બુરી,...............ગોવિંદ હરે ! ૫

જીવણુ તમે તો ઝાઝુ કીધું, પણુ ના મહીડું મેં તો દીધું;
ઝડપી જોરઇ કરીને પીધું,..................ગોવિંદ હરે ! ૬

---

## હવે ક્યારે દીખાવે છે ?

### ગઝલ.

તને ઘટમાં ગમે રહેવું, અહો ગોવિંદ શ્રીકૃષ્ણુ ?
છતાં મમ નેત્ર જે પ્યાસાં, પુરે ના તે તણી તૃષ્ણા. ૧

ભિતર પેશી કલેજામાં, કીધું પોલાણ ત્હેં મોટું;
વળી ત્યાં વિર્હ અંગારા, ધિકાવે તે ઘણું ખોટું. ૨

કટાક્ષો કારી ઘા વાળી, છતાં એ છેક ભાવે છે;
કહોની વ્યાસના સ્વામી, હવે ક્યારે દિખાવે છે. ૩

---

## ધોળ ૧.

( રાગ ધન્ય શ્રી યમુના એ )

મોહન નંદલાલ ! મારગડે જાતાં ના ઝાલો ચિરને;
તીકમજી અમતો, વાતલડી જઇ કરશું હલધર વિરને. ટેક૦

લાજો ના લજવ્યા કો વાતે, પરઘર પેસો દિનને રાતે;
લટકે લુંટો જોબન જાતે..........................મોહન. ૧

મધરૂપી કા'હીશ કંસ કહી, ઢંગે રહે જો વિવેક લહી;
હાવે ના હાંખુ બળીને રહી,........મોહન નંદલાલ ! ૨

શંકર સતવ્યા ત્રયરૂપ ધરી, મારી પુતનાસ્તન પાન કરી;
ફરશો શું સતવી અમને હરિ,........મોહન નંદલાલ ! ૩

રતિની રસના પરના કર્યાસો, મમ હૃદયાહાર રૂડા દીસો;
નિજજન તવ નામતણો નિશો,........મોહન નંદલાલ ! ૪

મારાં ભાગ્ય પુરણુ તેથી મળીયા, વ્યાસતણા વિભુ છો બળીયા.
અંતરના તાપ બધા ટળીયા.......મોહન નંદલાલ ! ૫

---

## ધોળ ૨.

( રાગ ઉપરનો. )

રઢીયાળા લાલ ! રાતલડી કયાં રમીયા કહિ દો સાચુ ?
તિલકો અંગે કોણુ ત્રિયાનાં લાવ્યા, અન્તર ન યાચુ. ટેક૦

લાખેલી લાલના કો કીધી, જેની અંગ સુધા સરવે લીધી;
લલના પરણી છોડી દીધી,....................રઢીયાળાલાલ ? ૧

શા કારણુને શું દોષ પડયા, જેથી ઉલટેરા પંથ ચડયા;
મણિ મ્હારા થૈ શું મુજથી વઢયા,........રઢીયાળાલાલ ? ૨

લટકાળી કોણુ દીઠી રૂડી, જેના રૂપે હું થૈ ભુંડી; ૩
દાઝું છું દાઝ ઉઠી કુંડી,....................રઢીયાળાલાલ ?

સમજુ છું સઘળું શામળીયા, પરભાતે હું ભવને વળીયા;
છો વ્યાસતણા સ્વામિ બળીયા............રઢીયાળાલાલ ? ૪

---

### સારંગ.

છોગાળા છો છેલ છબીલા રસે છકેલા;
ટાળી ટળે ના ટેવ, હોરી ચોરીમાં ધસેલા. ૧

લાડસ ઘેલા લાલ, યશોદા પ્રાણ નવેલા;
લલિત ધીર ઉદાર, સઘન વન વાસ વસેલા. ૨

પ્રાણનાથ પરબ્રહ્મ, સનાતન અન્તર્યામી;
નટવર નાગર નિત્ય ગાઉં ચરણે શિરનામી. ૩

જીવ સાધન નવ જુવો, સદા નિજબળથી તારો;
વસી હૃદયમાં વાસ, ભક્તદુઃખ સર્વ નિવારો. ૪

નગધર હે નન્દ નન્દ ! છે તુવ દર્શન નિકાં;
વ્યાસ વર્યો છે ખાસ, ગણી સૌ સાધન ફિકાં. ૫

ગણદેવીના ગુણી, તમો પણ ગણજો તેવું;
પ્રેમભક્તિમાં પડી, અવર દીલ દેવું ન લેવું. ૬

વદે વ્યાસ ભઇલાલ રાધિકા વર મુખ રાખો;
અનન્ય ભાવ શ્રીકૃષ્ણ ઉપર જગ વારી નાખો. ૭

---

## તંબકલાલ જમનાદાસ.

### પદ.

તંબે કરીનેરે, તત્ત્વ તપાસી લીધાં;
બહુ નથી બકવુંરે, તન મન સોંપી દીધાં. ૧

કહેતી પહેલાંરે, કયા દેવને પરણું;
લાયક મળીયોરે, એક મુખે શું વરણું. ૨

લગની લાગીરે, વાંકી ચિતવન સાલે;
જરાક જીણું રે, કાજળ ટપકું ગાલે. ૩
મનમથ પ્રકટયોરે, નખ શીખ કાયા કંપે;
ના હા કહેતાંરે, અલબેલો લે અંકે. ૪
દારૂણ દુઃખડું રે, સ્નેહ તણું ત્યાં વામી;
સરવે સમજોરે, પરમ પદારથ પામી. ૫
જાત કઠોરજરે, પ્રેમ મરમ શું જાણે;
ગ્રાતા જગનોરે, ત્રિરલા રસીયા માણે. ૬
ક્લેશ કાપીરે, સકલ અવિદ્યા ટાળે;
રીઝે નવ રસીયોરે, પ્રેમ વિના કો કાળે ૭
આ નવ કરવું રે, આ કરવું જીવ કહે છે;
વ્યાધિ મુકીરે, કયાં હરિમાં ચિત દે છે ૮
કેવળ વાતોરે, કરીને વડા થવું છે;
જાણે જોઈનેરે, વિણ તત્વે ફરવું છે. ૯
આખર વેળારે, બહુ પસ્તાવો પડશે;
વ્યાસ પતિનું રે, અવિચળ સુખ નવ જડશે. ૧૦

---

## સિતઋતુ વર્ણન.

### ગઝલ-હરિગીત-સારંગ.

આવી અલિ આ સિતઋતુ, ના નાથશ્રી આવ્યા હજુ;
શો વાંક વ્હાલીડી હશે ! ના સમજવા મારૂં ગજુ. ૧
વિરહ જ્વાળા હૃદયમાં, આતપ ઉપર બીજી બળે;
સીજી જઉં સૌ અંગથી, ના આશ ઉગરવા મળે. ૨

કોટિ વિંજણે કે ફુંહારે, તાપ નવ નનનો ટળે;
તમ તેલે જળ પડી જ્યમ, તતે ભડકો થૈ બળે. ૩

મોગરો મલિયાગિરિ, ચંદન શિતલતા નવ કરે;
નિજ નાથનું સુખ સાંભળી, ઉલટી અતિ અગ્નિ ઝરે. ૪

જાળી અટારી કે તીબારી, કયાંય ના ચિતડું ઠરે;
શીતલ કિરણ જે ચંદ્રનાં, તે આંચ શાં અંગે વરે. ૫

સય કુરબક જાય માલા, ફણિધર સમી લાગે મને;
સ્હેવાય ના શાણી સખી, આ ત્રાસની શું કહું તને. ૬

કોઈ કહે લૂ વાય છે, પણ મર્મ નવ જાણે કશો;
વિરહિણી વનિતા તણો, નિશ્વાસ ચારે ગમ વશ્યો. ૭

સ્નાનાશ્રમો સુકી ગયાં, મુજ તાપના બળથી બધાં;
જળ સિન્ધુમાં શેણે વધ્યાં, મમ આંસુડાં તેમાં જતાં. ૮

સૌ વેલડીને વૃક્ષ તે, જોતાં મને કૃશ થઈ ગયાં;
અતિ પ્રેમના ઉદ્‌ગારથી, શ્રીકૃષ્ણમય રાધા થયાં. ૯

વિહર કાતર કૃષ્ણવરની, પ્રેમીલી ઝાંખી થઈ;
મરમી વિના શું મર્મ જાણે, વાત કહેવે કયાં જઈ. ૧૦

વિરલા વિભુ વિરહે ઝુરે, તે મર્મ વિરહીનો લહે;
વિષયાંધ મોહી અઘોરી કર્મઠ, શુષ્ક જ્ઞાની શું કહે. ૧૧

ભક્ત કોટિ જગતથી છે, જુજવી જોતાં ખરે;
જેમજ સુનારી સાંણસી, ક્ષણ ગરમ થૈ ક્ષણમાં ઠરે. ૧૨

આ સિતઋતુની ભાવના, શુભ વ્યાસ ભઈલાલે ભણી;
ગોવિંદ સુત ગુરૂ કૃપાથી, જે અંતરે રહિતી બની. ૧૩

---

# ઓ પ્રેમ ત્હારી જીત છે !

## ગઝલ સોરઠી મનહર પ્રેમાષ્ટક.

સૌથી વડો તું ચક્રવર્તી, ના, ઇન્દ્ર તુવ સમસર કરે;
ભૂવ સ્વર્ગ આદિ લોકમાં, ઓ પ્રેમ ત્હારી જીત છે ! ૧

પ્રેમને વશ થઇ વડા, વિદ્વાન કંઇ વંઠી ગયા;
કંઇક જોગીને જતિ, સન્યાસથી છુટા થયા;
પંડિતમાં પણ પોલ તે, જોનારને જોતાં જડે;
સમજુ અનિતી આચરે, ઓ પ્રેમ ત્હારી જીત છે ! ૨

પત્નિતણા શુભ પ્રેમથી, લટુ બની સ્વામિ રહે;
શુચિ પ્રેમને વશ જાનકી, વનવાસની વ્યાધિ સહે;
રોળઇ ગયો રાવણ અને, કીર્તી જગત કીલકી રહી;
જયરામ સીતા પ્રેમકી, ઓ પ્રેમ ત્હારી જીત છે ! ૩

દમયંતિ તારા દ્રૌપદી, શુભ પ્રેમનાં વેચાણ છે;
વનવાસ પાંડવ વેઠીયું તે પ્રેમનું પરિમાણ છે;
ગોવિન્દવિણ ગોપી ઝુરે, ધિકે વિરહ સંતાપથી;
સૌ દેવના દીસો ઝુરે, ઓ પ્રેમ ત્હારી જીત છે ! ૪

નિર્ગુણ કે સગુણ હું કેવારૂપે શોધુ તને;
હારી ગયો હૈયાથકી, ના કામ કારજ કંઇ ગમે;
ઢાંકયું ધિકે અંતર અને, ભડકે બળયાની વેદના,
કહેવાયના કો સાંભળે, ઓ પ્રેમ ત્હારી જીત છે ! ૫

સ્વતંત્ર તું સર્વાત્મ છે, હું જીવ શરણાંગત સદા;
નિઃસાધનીનો નાથ તું, ઓ પ્રેમ ત્હારી જીત છે ! ૬

તારી કૃપાથી માધુરી, તુવ મૂર્તિને પામીશ હું;
ના સાધનો ફીકાં ગમે, નિજ દાસનો છે ઈશ તું;
પ્રેમ લક્ષણ ભક્તિને, તુજરૂપમાં આસક્તિ એ;
માગુ અવિચળ એટલું, આ પ્રેમ ત્હારી જીત છે! ૭

હાથ ઉંચેરો કરી કે, આંખનો અણુસાર દઈ;
બોલાવી લે? બોલાવી લે?? બહુ બહુ થઈ બહુ બહુ થઈ;
બાનું જશે ને જગ હસે, એ ન્યાયના કર તું હવે;
ગોવિન્દ સુત ગુરૂની કૃપાવિણ, વ્યાસ ભઈલો શું કવે. ૮

---

# વૃન્દાવન વિહારિણી શ્રીરાધિકાજીનો રસવિલાસ.

(રાગ શ્રીનાથજી તે છેલ બિરાજતારે—એ.)

ઓરા આવોની સહુણા રમો સાથમાંરે;
જીતો આપતો અમોને લેજો બાથમાંરે. ઓરા ૧.

ઓલી તીર ઉભા શું તમાસો દેખાતારે;
પાણી હોય તો રમતની કરો એકતારે. ઓરા ૨

રંગ જામશે રસિક રસ વાધશેરે;
સખી સખાને તે જોતાં મઝા લાધશેરે. ઓરા ૩

જુવોને પુષ્પથી ભરેલ વિશોક વાટિકારે;
ગુલબાસને ગુલાબ પારિજાતિકારે. ઓરા ૪

કન્હેર કર્કટિ કદંબ પાડર કેતકીરે;
ખીલી કુંદ કળી કેવી મધુર મ્હેકતીરે. ઓરા ૫

કુમુદ કમલ મધુ માલતી વેલડીઆ!
ઝુલી મંદ વાયુ સંગ કરે કેલડીરે. ઓરા ૬

જેની મધ્યમાં અસોક મ્હાલે મોદમાંરે;
લીધા છે મયૂર હંસ મેના ગોદમાંરે. ઓરા ૭

કુસુમ કુંડમાં કમલ કેલ બહુ કરેરે;
નંદનો કુમાર નિરખવા પુલ્યાં ફરેરે. ઓરા ૮

નિકટ આવીઆ કુમાર રતિ ચાહુથીરે;
ગતિ ગુઢ આપ જાણી છે ઉત્સાહુથીરે. ઓરા ૯

રમત સરવ મતે પુલ ગેંદની ઠરીરે;
વિંણે પુષ્પ કોમળાંગ સરખી સુંદરીરે. ઓરા ૧૦

પુષ્પ વિણુતાં પીડાય એક પદ્મણિરે;
કટી પાતળી સ્તનભારથી લચે ઘણીરે. ઓરા ૧૧

નિતંબ ધાઢથી નિતંબિની એક તેમછેરે;
લટકદાર ધીમી ગતિ કરે એમ છેરે. ઓરા ૧૨

એક શ્યામા મધ્ય દશા રૂપની મણિરે;
વિણે કંજ કુમુદ મધ્યની જીણી કણિરે. ઓરા ૧૩

લલિત કામ પ્રિયતાની કથા શું કહુંરે;
ઉદર ઉપર ઉંડી નાભિ ગુહા શી લહુંરે. ઓરા ૧૪

નિલા હિરા ચંદ્ર ભગાને ચંદ્રાવલીરે;
રામા ભામા દામા રૂપાને રસિકા મળીરે. ઓરા ૧૫

પુષ્પ વિણુતાં સલુણી શ્રમિત સૌ થતીરે;
વચુરવાય નિજ અંચલે કર ના વતીરે; ઓરા ૧૬

તેમાં રાધિકાની ગતિ મંદ થઈ ઘણીરે;
કનૈયા કૃષ્ણની દૃષ્ટિ ગઈ તેના ભણીરે. ઓરા ૧૭

શ્રમ બિંદુ સુભગ મુખ પરે આવીયાંરે;
વિધુ વદન જાણે મોતીડાં સોહાવીયાંરે. ઓરા ૧૮

હંસ ગમની હેમ વરણિ હરિણ લોચનીરે;
સહજ છે શ્રીંગાર પિય રતિ રોચનીરે. ઓરા ૧૯

શિરથી સચિકણ ગોફણો વિથરી પડયોરે;
જાણે ચંદ્રવદન ઢાંકવા અહિ ચડયોરે. ઓરા ૨૦

સુભટ શું કવચ ઉરજ ઉપર તાણીયુંરે;
મદન રાજ જીતવાએ કયાંથી આણીયુંરે. ઓરા ૨૧

ગુહાશી ગંભિર નાભિ કટી પાતળીરે;
હરિ દેખતાં આ ક્રોધથી જાતો બળીરે. ઓરા ૨૨

ગજવર ગતિથી ચરણ ચાંપતી દીસેરે;
મંદ હસન દશન દાડમ કલીશા લસેરે. ઓરા ૨૩

કારી ઝપકારી ભ્રુકૂટિમાં કામણ વરયુંરે;
ચાંપને ચઢાવા જાણે ધનુષ ના કરયુંરે. ઓરા ૨૪

કાજરવારી કટાક્ષમાં કંઇ કંઈ ભર્યુંરે;
ચપલ મિન અલિ સુતજી પોઢણ કર્યુંરે. ઓરા ૨૫

શુકના સરીખી નાસિકા સોહામણિરે;
વેશર મોતીની લટક જાય ના ભણીરે. ઓરા ૨૬

અધર અમૃત કાજ લટે ઉંધા મસ્તકેરો
તપસી સમુ તપ તે કરે એકી ટકેરે. ઓરા ૨૭

અગાધરૂપ છબી કહેતાં પાર ના લહુંરે;
પુષ્પ વિણતાં શ્રમિત થઇ તે કહુંરે. ઓરા ૨૮
વિવિધ પુલ વિણ્યાં તે સરવ ટોળે કર્યાંરે;
અભિરામ ગુંથે ગેંદ જોતાં મન ઠર્યાંરે. ઓરા ૨૯
રમત ગેદ ખેલવા તણી શરૂ કરીરે;
રસ જામતાં રસિકની મનસા ઠરીરે. ઓરા ૩૦
તડાતડી ઝડાઝડી ગેંદ જાય છેરે;
મદન મહિપતિની હાર તદા થાય છેરે. ઓરા ૩૧
તાળી પાડતી મનાવે હાર સઉ મળીરે;
ભેટી પૂર્ણકામ કૃષ્ણને ચરણે લળીરે. ઓરા ૩૨
લીલા લલિત ગોકુલ ચંદ્રની હૃદયે લખીરે;
ગોવિંદસુત ગુરૂકૃપાથી વ્યાસે કથીરે. ઓરા ૩૩

---

# પ્રેમ—ભક્તિ.

રાગ—પરદેશી સૈંયા નેહા લગાય—એ.

પ્રેમભક્તિ મને ભાવીરે, સૌ તત્વો શોધી.
ગોવિન્દ ગુણે મન ઘેરીયું, તન ઘેર્યું હરિસેવ;
મોહન મૂર્તી મન વશી, પડી નિરખવા ટેવરે! સૌ. ૧
ગોવર્ધન ધર લાડીલો, સંગ રાધિકા રાણી;
જોતાં યુગલ સ્વરૂપને, ચઢે પ્રેમનું પાણીરે, સૌ. ૨
રંગીલી જોડી વિના, ઠરે ન મનડું છેક;
અવર અવતાર ભલાભલી, વ્યાસપતિ છે એકરે. સૌ. ૩
છેલા ચિકનીયા પ્રેમીને, દેખ્યા વિણ નહિ ચેન,
ઘરમાં બાહેર જહિં તહિં, ઉભાં ખ઼ાળે મેનરે. સૌ. ૪

જ્ઞાન અને વૈરાગ્યનું, ફલ છે ઇશ્વર પ્રેમ;
વ્યાપે જો રગ રગ વિષે, છુટે સઘળો નેમરે. સૌ. ૫
પ્રભુપર રૂડી પ્રતડી, કરતા પ્રેમીજન;
ઢાંકયું અંતર ધિકતું, વિરહે ઝુરે હરદનરે. સૌ. ૬
નિર્ગુણ બ્રહ્મ તે ધામ છે, પ્રેમી પ્રભુનું ખાસ;
સમજણવાળા સમજશે, વચનવદે જે વ્યાસરે. સૌ. ૭
લટકાળાની લગનથી, મળતો મોટો ભોગ;
વ્યાધિ સૌ ભવનીટળી, ટળ્યો વિષમ સંજોગરે. સૌ. ૮
જોયું જગત તપાસીને, જડે ન જોતાં સાર;
દીઠું અવિચળ એક સુખ, સેવન નંદકુમારરે, સૌ. ૯
પ્રેમ ભક્તિની પરિસીમા, આંકી નવ અંકાય;
પ્રેમ પરિબળ આગળે, ઉપમા દઇ ન જાયરે. સૌ. ૧૦
અવળાનું સવળું કરે, સુંદર શ્યામ સુજાન;
પ્રેમથકી સમરણ કર્યે, પામે પદ નિર્વાણરે. સૌ. ૧૧
જોબન સુરખી જોઈને, ન્યાલ થયો બકનાર;
પ્રેમ ભકિતમાં નવ પડે, માયિક ગંડુ ગમારરે. સૌ. ૧૨
હૈયે હેત વધી પડયે, ધીરો ચંચળ થાય;
પ્રેમ ભકિતની પરિસીમા, વ્યાસ વદી નવ જાયરે. સૌ. ૧૩
પ્રેમ ચિજ કોઇ અજબ છે, જાણે ચંદ્ર ચકોર;
મેઘ ઘટાની વાદળી, પરખે પ્રેમી મોરરે. સૌ. ૧૪
પ્રેમી સારસ જોડલાં, સ્નેહ સાથ વસનાર;
મીન જળ જુદાં પડે, પ્રાણ તરત તજનારરે. સૌ. ૧૫
કૃષ્ણ કૃપા થાતાં ઘણી, જો જન છકી બહુ જાય;
દયા દીનતા દુર થતાં, પળમાં ગોથું ખાયરે. સૌ. ૧૬

જન મતિ છે હરિ હાથમાં, ગમતું કરે ગોવિંદ;
રાખે હરિ તેની રહે, માન મુકાવ્યું ઇન્દ્ર. સૌ. ૧૭
નિઃસાધન પ્રેમી તણા, અંતર દુઃખના જાણ;
આરત હર સર્વાત્મ સ્વતંત્ર, અવગુણ ઉર નવ આણ. સૌ. ૧૮
શરણાંગત વલ્લભવર વિઠલ, ગોવિંદ સુત ગુરૂદેવ;
પૂર્ણ કૃપા થાતાં પડી, પ્રેમ ભકિતની ટેવ. સૌ. ૧૯
વિલાસને વૈભવ મહી, જીવન જેણે ગાળ્યું;
સુખડું સૌ પરલોકનું, હાથે કરીને ટાળ્યું. સૌ. ૨૦
અચળ જીંદજી અવનિમાં, માનવની નવ હોય;
ખીલ્યાં પુષ્પ જુઓ સૌ, કરમઇ પડતાં ભોંય. સૌ. ૨૧
પ્રેમ લક્ષણા ભકિતને, કૃષ્ણ વ્યસન આસકિત;
વ્યાસ ચડાવે છે અચળ, પરમાનંદની મસ્તિ. સૌ. ૨૨
સ્વર્ગ મુકિતનો સ્વાદ કે, યજ્ઞ સમાધિ ત્યાગ;
જરા ગમે ના જ્યાં મળ્યો, પ્રેમ ભકિતનો લાગ. સૌ. ૨૩
વ્યાપક બ્રહ્મ અનુપમાં, ચિત ચોટે નહિ લેશ;
રાસ રસિક વેણુ ધરે, મનડું માન્યું બેશ. સૌ. ૨૪
વૃંદાવનની કુંજમાં, રાજે યુગલ કીશોર;
પ્રેમી યુગલના શરણનું, વ્યાસ હૃદયમાં જોર. સૌ. ૨૫
કોટિ જન્મ વૈરાગ્યને, ધ્યાન સમાધિ સાધે;
ત્યારે ક્ષિણ પાપો થઇ, ભકિત પગથીયું લાધે. સૌ. ૨૬
પ્રેમ સમાધિ પલકમાં, પ્રજળાવે પ્રાયશ્ચિત;
ભકત કૃપા થાતાં શીખે, પ્રેમ ભકિતની રીત. સૌ. ૨૭
જાર પ્રીત જગદીશથી, કરતા વિરલા જન;
સુતાં જાગતાં વ્યાસજી, લાગી રહે લગન. સૌ. ૨૮

॥ श्रीवल्लभः ॥

॥ श्रीकृष्णायनमः ॥




લેખકઃ-ભાઈલાલ છગનલાલ વ્યાસ માતરવાલા.

# ॥ श्रीमद्भगवद्‌गीता-नवमोध्यायः ॥

## કાવ્ય રસિકાવલી ટીકા સંયુતા.

- રાગ નરસઈનો -

ગુહ્ય અતિ વિજ્ઞાન ભરેલું, ગુપ્ત તને જે આપ્યું જ્ઞાન;
તે જાણું તો અશુભ સર્વે, નાશ પામી થાશે કલ્યાણ. ૧

આ વર વિદ્યા અતિ ગુપ્ત શુચિ, ધર્મ પ્રમાણ પ્રત્યક્ષ તું દેખ;
સુંદર સુખ કરી આપે તુજને, તે અવ્યયપદ પામી પેખ. ૨

અસજ્જન ને ધર્મહિન જન, તે મુજને માને નહિ જાણ;
મૃત્યુ સંસારે પડતા અનુદિન, પામે નહિ મુજપદ નિર્વાણ. ૩
હું અવ્યક્તથકી આ સર્વે, વિશ્વતણો જાણો વિસ્તાર;
સર્વ ભૂત મારાથી અળગા, નિશ્ચય માનો નહિ લગાર. ૪

નથી ભૂત મુજમાં આ સર્વે, જો મુજ ઐશ્વરી યોગ થકી;
ધર્તાને પાલક પણ હું છું, નથી જીવમાં મુજ જેમ ગતિ. ૫
રહે ગગનમાં જ્યમ નિત વાયુ, તેમ અખિલ જડ જીવ સહાય;
સર્વ ભૂત મારામાં પારથ, જોતાં તુજને સ્પષ્ટ જણાય. ૬

લોક ચતુર્દશ પ્રલયકાલમાં, મુજ પ્રકૃતિને પામે છેક;
પુનઃકલ્પ આરંભે સર્જું, જાણ પ્રાર્થ તે હું છું એક. ૭
આદર આપી મુજ પ્રકૃતિને, સરજુ છું ફરી ફરી બ્રહ્માંડ;
પૂરવ કર્મથી પાછા પરવશ, સરવે પડતા પાંડુ નંદ. ૮

ઉદાસીવત્ રહુ પણ મુજને, ફલાસક્તિની ગંધ નથી;
કોઈ કર્મો બંધન નથી કરતાં, હે ધનંજય ! કહુ કથી. ૯
મારા પ્રમુખપણે જગરચતી, મુજ પ્રકૃતિ અર્જુન જાણ;
એ હેતુથી આ સચરાચર, ફરી ફરી જન્મે તે માન. ૧૦
મુજ પ્રભાવ નહિ જાણે જે જન, જગમાં મનુષા દેહ ધરી;
તે મુરખ મુજને નિંદે છે, અતિ અજ્ઞાને ભરી કરી. ૧૧

વ્યર્થ જ્ઞાનથી ફોકટ આશા, બાંધી કર્મો તે કરનાર;
મહા મોહિ હિંસક આસુરી, દુષ્ટ સ્વભાવાધિન થનાર. ૧૨
દૈવી પ્રકૃતિવાન મહાત્મા, અનન્ય ભાવથી ભજે મને;
વિશ્વ ભૂતાદિ મારૂં જાણે, એ પણ સાથે કહુ તને. ૧૩
દૃઢ વ્રત ધારી પૂર્ણ પ્રેમથી, કોઈ કરે કીર્તન હમેશ;
કોઈ નમ્ર થૈ ભજતા મુજને, અચળ ભાવ ભક્તિ આવેશ. ૧૪

ભજે જ્ઞાન યજ્ઞે કો એકચે, તેથી પ્રથક ભજનાર અનેક;
વિશ્વરૂપે કોઇ ભજતા મુજને, સૌનો જુદો ભકિત વિવેક. ૧૫
હું જ ક્રતુ, હું યજ્ઞ, હું શ્રદ્ધા, અન્ન ઔષધી, હું છું જાણુ;
હું જ મંત્રને હું જ ઘતાદિ, હોમ હવન હું પાર્થ પ્રમાણુ. ૧૬
વિશ્વ માતા હું પિતા પિતામહ, પોષણ પણ હું છું કરનાર;
પવીત્ર જ્ઞેય હૉંકાર હું આપે, તુર્યવેદ હું છું નિરધાર ૧૭
હું જ ગતિ ભર્તાને હું પ્રભુ, હુંજ સાક્ષી હું શરણ સુહદ;
પ્રભવ પ્રલય આધાર ખજાનો, બીજ હું, અવિનાશી, અવિગત. ૧૮
તાપ અને વૃષ્ટિનો કર્તા, કદી અવૃષ્ટિ હું જ કરૂં;
હું જીવન હું મૃત્યુને સ્થુલ, હું જ સુક્ષ્મ અદર્શ કરૂં. ૧૯
વિદ્યજ્ઞ વેદત્રય સોમ પીનારા, હું જ શુદ્ધ છું યજ્ઞ પતિ;
પુણ્ય કરાવી સુરેન્દ્ર લોકે, દિવ્ય ભોગની દઉ ગતિ. ૨૦
સ્વર્ગપુરીનું સુખ ભોગતાં, પુણ્ય ખુટે સકામી તણું;
તરત મૃત્યુ લોકે હું પાડુ, કર્મ જડે ફલ એજ લણ્યું. ૨૧
અનન્ય ભકતો મને એકને, ભજે સેવે ઉભરાતે દીલ;
સૌ વ્યવહાર ચલાવું તેનો, જરા કરૂં નહિ તેમાં ઢીલ. ૨૨
ભજે અન્ય દેવોને જે જન, શકિત પ્રેમ પ્રમાણ સદા;
તે સૌ મુજને ભજે ખરાપણ, વિધિથી તે ઉલટાજ જતા. ૨૩
સર્વ યજ્ઞનો હું છું ભોકતા, સર્વેશ્વર હું છું દૃઢ ધાર;
મુજને તત્વથી તેમ ન ધારે, તે જન ફરી આવે સંસાર. ૨૪
પિતૃ ભકત પિત્રુને પામે, દેવયજી દેવોના થાય;
ભૂતોને ભજનારા ભૂતને, મારા ભકતો મને પમાય. ૨૫
ફુલ ફળ પાણી કે પાંદડાં, મુજને અર્પે પ્રેમ થકી;
શુદ્ધ ભાવનું સર્વ સમર્પ્યું, ગૃહણ કરૂ છું પાર્થ નકી. ૨૬

કરૂં ખાઉં કે હોમું તે સૌ, આપી દે મુજને અર્જુન;
મન ચિત્તનું તપ મને અર્પતાં, શ્રદ્ધા ભકિતના કર ગુન. ૨૭
શુભ અશુભ ફ્લેથી છુટી, પૂર્વ ઉપાય મળીશ મને;
સર્વયોગથી થઇ વ્યવસ્થિત, મુકત થઈશ તે કહુ તને. ૨૮
સર્વ પ્રાણી પદાર્થે હું છું, નથી મુજને કો પ્રિય અપ્રિય;
ભજતા પ્રેમથકી હું તેમાં, તે મુજમાં સુણુ અર્જુન હિય. ૨૯
હોય દુરાચરણી પણ કેવળ, ભકત થઈ મુજને ભજનાર;
સાધુ તે જાણો સુ રીતે, યોગ્યપણે નિશ્ચય કરનાર. ૩૦
સદા શાન્તિને પામે તે જન, ધર્મ પ્રીત પણ તરત થતી;
હે કુન્તાસૂત ! નિશ્ચય જાણુ તું, મારા ભકતનો નાશ નથી. ૩૧
મ્લેચ્છ, શુદ્ર, કે, વૈશ્ય, સ્રીયો પણ, જે મારો આશ્રય કરનાર;
પરમ લોકને પામે નિશ્ચય, મારા થૈ મુજને ભજનાર. ૩૨
તો પછી દ્વિજ ક્ષત્રિય તે પરગતિ, પામે તેમાં શું અચરજ;
અનિત્ય અને સુખ રહિત લોક, પામેલો તું મુજને ભજ. ૩૩
મારાંમાં મન રાખી નિશદીન, મારો થૈ તું મુજને નમ;
મારાથી પર નથી તત્વ કંઇ, તેમ થતાં દૃઢ, પડશે ગમ. ૩૪
કૃષ્ણાર્જુન સંવાદ સાંભળી, કોણુ તર્યો નહિ આ જગમાંય;
ગોવિન્દસુત ગુરૂ પૂર્ણ કૃપાથી, વ્યાસ વદે નહિ જડશે કયાંય. ૩૫

ઈતિ શ્રીમદ્‌ભગવદ્‌ગીતા સુપનિષત્સુ બ્રહ્મવિદ્યાયાં યોગ શાસ્ત્રે શ્રીકૃષ્ણાર્જુન સંવાદે રાજવિદ્યા–રાજગુહ્ય યોગો નામ નવમોધ્યાય કાવ્ય રસિકાવલી ટીકા સંયુત સમ્પૂર્ણમ્.

---

# ॥ श्रीमद्भगवद्गीता–द्वादशोध्यायः ॥

## કાવ્ય રસિકાવલી ટીકા સંયૂતા.

– રાગ નરસઈનો –

( અર્જુનનો પ્રશ્ન. )

જે ભક્ત નિત એકરૂપ થૈ, આપ વ્યકતને ભજનારા;
કો' અવ્યકત અક્ષર ભજે તેમાં, શ્રેષ્ટ ભક્તિ કો'કરનારા? ૧

શ્રીકૃષ્ણ ઉવાચ.

પરમ શ્રદ્ધાથી નિત્યયુકત જે, દૃઢમનથી હુ વ્યકતભજે;
સર્વ યોગમાં શ્રેષ્ટ યોગીએ, ભજતાં ઉત્તમ પદને સજે. ૨
અવિકારી રૂપાદિ વિનાનું, ચિત્તમાં ન આવે પણ છે નીત;
અક્ષર અવ્યકત સર્વત્ર રહ્યું જે, કોઇ ભજે એ નાશ રહિત. ૩
તે પણ સૌ ઇન્દ્રિ જીતીને, સમ બુધ્ધિ સૌમાં રાખે;
સૌના હિતમાં રાજી થાતા, તે પણ આવે મુજ પાસે. ૪
છતાં અવ્યકત આસકતજનોને, કલેશ ધુરંધર થાય છે;
દેહધારી જીવોને દુઃખથી, ગતિ અવ્યકત પમાય છે. ૫
જેઓ કર્મ સૌ અર્પી મુજને, મારૂ ચિન્ત્વન કરતા છે;
મને સેવીને મારૂં ધ્યાન, જે પૂર્ણ પ્રીતિથી ધરતા છે. ૬
હેપાર્થ! એવો જે મારો, તેજ ભકતને તારૂ છું;
મૃત્યુ સંસાર સાગરમાં પડતાં, તત્ક્ષણ હું સંભાળુ છું. ૭
માટે મન અર્પણ કર મુજમાં, બુદ્ધિ પણ તું મુજમાં સ્થાપ;
એ પછી તું મુજમાં રહેશે, સંશય જાશે આપો આપ. ૮
મારામાં દૃઢ મન કરવાને, હે ધનંજય! શક્તિ ન હોય;
મને પામવા ઇચ્છા રાખી, યોગાભ્યાસ કર કહુ છું તોય. ૯

અભ્યાસે અસમર્થ હોઉતો, સૌ કર્મો મુજ માટે કર !
મુજર્થ સૌ કર્મો કરવાથી, મુજને પામી જઇશ નિડર.૧૦
એ પણ કરવા બલ નથી તો, થઇજા મારામાં તલ્લીન;
સર્વ કર્મ ફલ ઇચ્છા ત્યાગી, મન નિયમિત કરીદે નિશદિન.૧૧
અભ્યાસ થકી છે જ્ઞાનજ મોટું, જ્ઞાન થકી વર ધ્યાન રહે;
કર્મ ફલ ત્યાગી તેથી ઉત્તમ, પ્રભુને અર્પી શાન્ત રહે.૧૨
પ્રાણી માત્રપર દ્વેષ વિના થઇ સૌ પર સૌહૃદતા દાખે;
ક્ષમાવાન સુખ દુઃખસમ નિર્મમ, અહંકાર ઉર નવ દાખે.૧૩
નિત્ય સંતોષી યોગી મન વશ દૃઢ, મયર્પિત બુદ્ધિવાળો છે;
એવો ભક્ત આ જગમાં જાણો, સૌથી મુજને વ્હાલો છે૧૪
જેનાથી કો ક્લેશ કરે નહિ કોનો ક્લેશ ના આપ કરે;
હર્ષ ઝેર ભય ક્લેશ મુક્ત છે, તે જન મુજને પ્રિય ખરે.૧૫
નિર્લેપ શૂચિ કર્તવ્ય કર્મકર, મુજવિણ સર્વારંભ તજે;
એવો ભકત મુજને છે પ્યારો. જે સર્વાંગે મને સજે.૧૬
નથી હર્ષ કે શોક દ્વેષ કંઇ, શુભા શુભ ઇચ્છા ત્યાગી;
ભકિતવાળો મુજને પ્રિય થઇ, મારા ચરણે રહે લાગી.૧૭
સમબુદ્ધિ શત્રુ મિત્રોમાં, માનાપમાન ગણે ન કદા;
સિતોષ્ણ સુખ દુઃખમાં સમવર્તી, સંગ વિવર્જીત રહે સદા.૧૮
સ્તુતિ નિન્દા મૌને પણ સમતા, સહજ સંતોષ વસે જેમાં;
અચલિત મુજ ભકિત કરનારો, હું જઇને વસતો તેમાં.૧૯
આ શિખવેલા જ્ઞાનામૃતનું, શ્રદ્ધાથી જન પાન કરે;
કલ્યાણકારી મુજને ગણતાં, મુજ પ્રિય થઇ એ મને સ્મરે.૨૦
કૃષ્ણાર્જુન સંવાદ થકી શુભ, ભકિત યોગને વિસ્તાર્યો;
દ્વાદશમો અધ્યાય વ્યાસ ત્હેં, ગુરૂ કૃપાથી વિચાર્યો.૨૧

---

॥ इति श्रीमद्भगवद्गीता द्वादशोऽध्याय सम्पूर्णम् ॥

॥ श्रीवल्लभः ॥

॥ श्रीगोपीजनवल्लभायनमः ॥

# श्रीमद्‌भगवद्‌गीता.

## ગુર્જર કાવ્યરસ વષ્ટિત અષ્ટાદશોધ્યાય.

-: રાગ નરસિંહની લાવણીનો તથા-સારંગ. :-

| શ્લોક. | ભાષાન્તર. |
|---|---|
| अर्जुन उवाच | અર્જુન ઉવાચ |
| सन्यासस्य महाबाहो | હે રૂષિકેશ, કેશવ, મહાબાહો! |
| तत्त्वमिच्छामि वेदितुम्- | ત્યાગ અને સંન્યાસનું તત્વ; |
| त्यागस्य च हृषीकेश | જુદું કરીને આપ જણાવો, |
| प्रथकेशि निषूदन ॥१॥ | કરૂં શ્રવણ હું પૂર્ણાસકત. ૧ |
| श्री भगवानुवाच | શ્રીભગવાન ઉવાચ |
| काम्यानां कर्मणांन्यासं | ડાહ્યા જન સકામ કર્મને, |
| सन्यासं कवयो विदुः । | ત્યાગ અને સંન્યાસ કહે; |
| सर्व कर्म फल त्यागं | કરે કર્મફલ ત્યાગ તે ત્યાગી, |
| प्राहुस्त्याग विचक्षणाः ॥२॥ | એમ હરિના ભકત લહે. ૨ |
| ताज्यं दोष वदत्येके | દોષિત સર્વે કર્મો જાણી, |
| कर्म प्राहुर्मनीषिणः | તજવા ધિમંતો કહે છે; |
| यज्ञ दान तपः कर्म | યજ્ઞ દાન તપ આદિ કાર્યો, |
| न ताज्य मिति चापरे ॥३॥ | ના તજવાં બીજા લહે છે. ૩ |
| निश्चयं श्रुणु मे तत्र | હે ભરતોત્તમ! ત્યાગ વિષેનો, |
| त्यागे भरत सत्तम । | મારો નિશ્ચય તે સાંભળ; |

त्यागोहि पुरुष व्याघ्र
त्रिविधः संप्रकीर्तितः ॥४॥

અહો વિર ! એ ત્યાગ વિષયના,
કહેવાયા છે ત્રયવિધ વળ. ૪

यज्ञ दान तपः कर्म
न त्याज्यं कार्य मेवतत् ।
यज्ञोदानं तपश्चैव
पावनानि मनीषिणाम् ॥५॥

યજ્ઞ દાન તપ એ કર્મોનો,
ત્યાગ કદી કરવો જ નહિ;
એ ત્રણ છે પાવન કરનારાં,
વિદ્વાનો તે કરે સહિ. ૫

एतान्यपि तु कर्माणि
संगंत्यक्त्वा फलानि च
कर्तव्यानीति मे पार्थ
निश्चितं मतमुत्तमम् ॥६॥

સકામપણું ને વિષયાસકિત,
તજી એ ત્રય કર્મો કરવાં;
એ મારો ઉત્તમ મત પારથ,
દૃઢ કરતો કારજ સરવાં ૬

नियतस्य तु सन्यासः
कर्मणो नोपपद्यते ।
मोहात्तस्य परित्याग-
स्तामसः परिकीर्तितः ॥७॥

વિહિત કર્મ કર્તવ્ય સદા છે,
તેનો ત્યાગ કદી ન કરાય;
છતાં મોહવશ થઇ તજે તો,
તામસ, ત્યાગી તે કહેવાય. ૭

दुःख मित्येव यत्कर्म
कायक्लेशभयात्यजेत् ।
स कृत्वा राजसं त्यागं
नैव त्यागफलं लभेत् ॥८॥

દુઃખ દેહને થાય તે ભયથી,
વિહિત કર્મનો ત્યાગ કરે;
કર્મ તણું ફળ ના મેળવતાં,
રાજસ, ત્યાગી થાય ખરે. ૮

कार्यं मित्येव यत्कर्म
नियतं क्रियतेऽर्जुन ।
संगं त्यक्त्वा फलं चैव
स त्यागः सात्त्विकोमतः ॥९॥

શાસ્ત્રિય કર્મ તે યોગ્ય જાણીને,
ફલાસકિત ત્યાગી કરતા;
અહો પાર્થ ! એવા ત્યાગીને,
ધિમંતો સાત્વિક ગણતા. ૯

न द्वेष्ट्य कुशलं कर्म
कुशले नानुषज्जते ।
त्यागी सत्व समविष्टो
मेघावी छिन्न संशयः ॥१०॥

સુખદ કાર્યમાં હર્ષ નથીને,
દુઃખરૂપ કર્મે દ્વેષ નથી;
બુદ્ધિમાનને સંશય ત્યાગી,
તે પણ 'સાત્વિક' કહું કથી. ૧

नहि देहभृता शक्यं
त्यक्तुं कर्मण्य शेषतः ।
यस्तु कर्म फलत्यागी
स त्यागीत्यभिधीयते ॥११॥

દેહધારીથી સર્વ કર્મનો,
ત્યાગ થવો તે શકય નથી;
કર્મફલ તજનારો તેથી,
ત્યાગી છે એમ કહું કથી. ૧

अनिष्ट मिष्टं मिश्रं च
त्रिविधं कर्मणः फलम् ।
भवत्य त्यागिनां प्रेत्य
न तु सन्यासिनां क्वचित्॥१२

સારૂં ખોટું મિશ્ર કર્મ ફળ,
અત્યાગીને સુવે મળે;
કર્મફળ તજનારની સન્મુખ,
ફળ કદા નવ સામું વળે. '

पंचतानि महाबाहो
कारणानि निबोध मे ।
सांख्ये कृतान्ते प्रोक्तानि
सिद्धये सर्वकर्मणाम् ॥१३॥

સર્વ કર્મ સિદ્ધ્યર્થ મહાબાહો
સાંખ્યે સાર કહ્યો છે જેહ;
તેમાં કારણ પાંચ કથ્યાં છે,
મારી પાસે સાંભળ તેહ. '

अधिष्ठानं तथा कर्ता
करणं च पृथग्विधम्
विविधाश्च पृथक्चेष्टा
दैवं चैवात्र पंचमम् ॥१४॥

પ્રાણ, દેહ, હું કર્તા, ને વળી
વિવિધ ચેષ્ટાળી ઇન્દ્રિય જેહ
પ્રેરક સૌનો દૈવ પાંચમો,
જાણી લેવું પારથ તેહ. ૧

शरीर वाङ्मनोभिर्यत्
कर्म प्रारभते नरः ।

મન વાણીને દેહ થકી,
સારૂં વા નબળું કાર્ય કરે;

| | |
|---|---|
| न्यायर्यं वा विपरितं वा | અહો પાર્થ, તેનાં કારણો, |
| पंचै ते तस्य हेतवः ॥१५॥ | સ્પષ્ટ જાણજે પાંચ ખરે. ૧૫ |
| तत्रैवं सति कर्तार- | વસ્તુ પાંચ કારણ રૂપે છતાં, |
| मात्मानं केवलं तु यः । | મુઢ, આત્માને ના જાણે; |
| पश्यत्य कृत बुद्धित्वान् | કર્તા શુધ્ધાત્માને માની, |
| न स पश्यति दुर्मतिः ॥१६॥ | દુર્મતીને આગળ આણે. ૧૬ |
| यस्य नाहंकृतो भावो | નથી વિચાર હું કર્તા જેને, |
| बुद्धिर्यस्य न लिप्यते | વળી જેનું મન નવ લેપાય; |
| हत्वापि स इमाँल्लोकान् | એવો નર આલોક હણે પણ, |
| न हंति न निबध्यते ॥१७॥ | હણાય કે ના તે બંધાય. ૧૭ |
| ज्ञानं ज्ञेयं परिज्ञाता | જ્ઞાતા જ્ઞાનને જ્ઞેય એ ત્રણે, |
| त्रिविधा कर्म चोदना । | કર્મ તણા પ્રેરક છે એહ; |
| करणं कर्म कर्तेति | ઇન્દ્રિય કાર્યના કર્તા એ ત્રણ, |
| त्रिविधः कर्मसंग्रहः ॥१८॥ | કર્મ તણો સંગ્રહ છે તેહ. ૧૮ |
| ज्ञानं कर्म च कर्ता च | ગુણના ભેદે સાંખ્ય શાસ્ત્રમાં, |
| त्रिधैव गुण भेदतः । | જ્ઞાન કર્મ કર્તા લે છે; |
| प्रोच्यते गुण सांख्याने | તે પણ સાંભળ મારી પાસે, |
| यथावच्छृणु तान्यपि ॥१९॥ | જે કંઇ વાત બરાબર તે. ૧૯ |
| सर्वभूतेषु ये नैकं | એક અવિનાશી સર્વે ભૂતમાં, |
| भावमव्ययमीक्षते । | જે જન જોવે જ્ઞાન થકી; |
| अविभक्तं विभक्तेषु | પ્રથક પ્રાણીમાં પ્રથક ભાવ નહિ, |
| तज्ज्ञानंनिद्धि सात्विकम्॥२० | સાત્વિક ભાવી તેજ નકી. ૨ |

| | |
|---|---|
| प्रथक्त्वेन तु यज्ज्ञानं<br>नाना भावान्पृथग्विधान्।<br>वेत्ति सर्वेषु भूतेषु<br>तज्ज्ञानं विद्धि [illegible] ॥२१॥ | જે જ્ઞાનથી સર્વ પ્રાણીમાં.<br>આત્મા જુદા રૂપ જણાય;<br>જુદા રૂપે આત્મા જાણે,<br>તે રાજસ જ્ઞાની વખણાય. ૨૧ |
| यत्तु कृत्स्न-[illegible]स्मिन्<br>कार्ये सक्तमहैतुकम्<br>अतत्त्वार्थं वदल्पं च<br>त त्तामस मुदाहृतम् ॥२२॥ | એક કાર્યમાં માની સર્વસ્વ,<br>વણુ હેતુ આસકત ઘણા;<br>તત્વ શુન્યને અલ્પ મતિ છે,<br>એ ગુણુ તામસ જ્ઞાન તણા. ૨૨ |
| नियतं संग रहित—<br>मरागद्वेषतः कृतम्।<br>अफल प्रेप्सुना कर्म<br>यत्तत्सात्विक मुच्यते ॥२३॥ | ફલ ઇચ્છાવણુ વિહિત કર્મને,<br>રાગ દ્વેષ તજી જે કરતા;<br>અનાસકિતથી કર્મો કર્તા,<br>તે સાત્વિકતા ને ધરતા. ૨૩ |
| यत्तु कामेप्सुना कर्म<br>साहंकारेण वा पुनः।<br>क्रियते बहुलाया सं<br>तद्राजस मुदाहृतम् ॥२४॥ | વિષયેચ્છુ, અહંકારી, હાથે,<br>બહુ શ્રમથી જે કર્મ કરાય;<br>હે પાર્થ ! તું સત્ય માનીલે,<br>તેને રાજસ કર્મ ગણાય. ૨૪ |
| अनु बंधं क्षयं हिंसा<br>मन पेक्ष्य च पौरुषम्।<br>मोहादारभ्यतें कर्म<br>यत्त त्तामस मुच्यते ॥२५॥ | હિંસા, જય, નિજબળ નહિ જોતાં,<br>મોહથી કર્મારંભ કરે;<br>તામસ કર્મ તેવણુનું કહિએ;<br>ભવિષ્ય વિચાર ન થાય ખરે. ૨૫ |
| युक्त संगोऽनहं वादी<br>धृत्[illegible]त्साह समन्वितः। | અનાસક્ત, નિર્મમ, ઉત્સાહે,<br>ધૈર્ય, બળે જે કરતો કર્મ; |

| | |
|---|---|
| सिध्ध्य सिध्ध्योर्निर्विकारः | સિદ્ધિ અસિદ્ધિમાં સમતાછે, |
| कर्ता सात्विक मुच्यते ॥२६॥ | તે કહેવાયે સાત્વિક પર્મ. ૨૬ |
| रागी कर्मफल प्रेप्सु- | કર્મ ફલેચ્છુ, લોભી, ઘાતકી, |
| र्लुब्धो हिंसात्मकोऽशुचिः । | અશુચિ, ને આસક્તિવાન; |
| हर्ष शोकान्वितः कर्ता | હર્ષ શોકમાં સુખ દુઃખ માને, |
| राजसः परिकीर्तितः ॥२७॥ | રાજસ, કર્મ કર્તા તે જાણ. ૨૭ |
| अयुक्तः प्राकृतः स्तब्धः | અસ્થિર, અશિક્ષિત, શઠ, ઘમંડી, |
| शठो नैष्कृति कोऽलसः । | શોકી, ને આળસ, કરનાર; |
| विषादी दीर्घसूत्री च | વિચારવમળ પડી કાર્યનો ઠેલક, |
| कर्ता तामस उच्यते ॥२८॥ | તે જન છે તામસ, નિરધાર. ૨૮ |
| बुद्धेर्भेदं धृतेश्चैव | ગુણથી, મતિ, ધૈર્ય,ના ભેદો, |
| गुणतः स्त्रिविध शृणु । | ત્રિવિધ પ્રકાર કીધા છે તેહ; |
| प्रोच्यामान मनोषेण | અશેષ પ્રથક કરી કહું પારથ, |
| पृथक्त्वेन धनंजयः ॥२९॥ | હૃદય ધરીને સાંભળ એહ. ૨૯ |
| प्रवृतिं च निवृतिं च | શું પ્રવૃત્તિ, નિવૃત્તિ, ભયાભય, |
| कार्याकार्ये भयाभये । | યોગ્ય કર્મને અયોગ્ય શું ? |
| बंधं मोक्षं च या वेत्ति | બંધ મોક્ષ યથાવિધ જાણે; |
| बुद्धिःसा पार्थ सात्विकी॥३० | તે બુધ્ધિ સાત્વિક કથું. ૩૦ |
| यया धर्ममधर्मं च | ધર્મ અધર્મ આ કરવું ન કરવું, |
| कार्यं चाकार्यमेव च । | જે બુધ્ધિથી નહિ જાણે; |
| अयथावत्प्रजानाति | એવા જન તેની હે અર્જુન ! |
| बुद्धिः सा पार्थ राजसी ॥३१ | બુધ્ધિ રાજસ, પરમાણે. ૩૧ |

| | |
|---|---|
| अधर्मं धर्म मिति या | અજ્ઞાને ઢંકાયેલ બુદ્ધિ, |
| मन्यते तमसा वृता । | ગણે અધર્મ ને ધર્મ કરી; |
| सर्वार्थान्वि परितांश्च | સકલ અર્થ ઉલટા કરી જાણે, |
| बुद्धिःसा पार्थ तामसी ॥३२॥ | તામસ બુદ્ધિ તેજ ખરી. ૩૨ |
| धृत्या यया धारयते | જે ધારણા નિજ પ્રાણેન્દ્રિયથી, |
| मनः प्राणेन्द्रिय क्रियाः | અવ્યભિચારી યોગાનુકુળ; |
| योगे ना व्यभिचारिण्या | તે ધીરજ હે પાર્થ માનવી, |
| धृति सा पार्थ सात्विकी ॥३३ | સદૈવ સાત્વિકી સમૂળ. ૩૩ |
| यवातु धर्म कामर्थान् | ધર્મ અર્થ ને કામ પ્રસંગે, |
| धृत्या धारयतेऽर्जुन । | જે ફલ ઇચ્છામાં આસકત; |
| प्रसंगे न फलाकांक्षी | રાજસ ધારણ તે છે નિશ્ચય, |
| धृतिः सा पार्थ राजसी ॥३४॥ | જાણીલે મમ અર્જુન ભકત. ૩૪ |
| यया स्वप्नं भयं शोकं | દુર્બુધ્ધિ, ભય, શોક, ખેદ, મદ, |
| विषादं मदमेव च । | જે ધારણાથી તજે નહિ; |
| न विमुंचति दुर्मेधा | હે પાર્થ ! તે ધૈર્ય તામસી, |
| धृतिः सा पार्थ तामसी॥३५॥ | જાણી લે જે આપ સહિ. ૩૫ |
| सुखं त्विदानीं त्रिविधं | ભરત શ્રેષ્ઠ સુણ ? સુખત્રયવિધિ છે, |
| शृणु मे भतर्षभ । | ખરા અભ્યાસે જો તું માણ; |
| अभ्यासाद्रमते यत्र | જરૂર તું સાચા અભ્યાસે, |
| दुःखां तं च निगच्छति॥३६॥ | સકલ દુઃખની કરશે હાણ. ૩૬ |
| यत्तदग्रेविषमिव | પ્રથમ વિષ સમું જે લાગે; |
| परिणामेऽमृतोपमम् । | તે અંતે અમૃત થાયે; |

| | |
|---|---|
| तत्सुखं सात्विकं प्रोक्त- | આત્મજ્ઞાનથી પ્રાપ્ત થયેલું, |
| मात्म बुद्धि प्रसादजम् ॥३७॥ | સાત્વિક સુખ તે કહેવાયે. ૩૭ |
| विषयेन्द्रिय संयोगा- | પ્રથમ અમૃત સમુ જે સુખ તે, |
| द्यत्तदग्रेऽमृतोपमम् । | ઇન્દ્રિય સંયોગી વિષયતણું; |
| परिणामे विषमिव | પરિણામે વિષ સરખું લાગે, |
| तत्सुखं राजसं स्मृतम् ॥३८॥ | તેને રાજસ સુખ ગણું. ૩૮ |
| यदग्रे चानुबंधे च | જે સુખ આરંભેને અંતે, |
| सुखं मोहनमात्मनः । | મનને મોહિત કરી રહ્યું; |
| निद्रालस्य प्रमादोत्थं | પ્રમાદ, આળસ, નિંદથી પ્રકટયું, |
| तत्तामस मुदाहृतम् ॥३९॥ | તે સુખને તામસ કહ્યું. ૩૯ |
| न तदस्ति पृथिव्यां वा | જે જે પ્રકટ થયા પ્રકૃતિથી, |
| दिवि देवेषु वा पुनः । | તે ત્રણ ગુણથી મુક્ત ન કોય; |
| सत्त्वं प्रकृति जैर्मुक्तम् | દેવલોક, આકાશકે પૃથ્વી, |
| यदेभिः स्यात् त्रिभिर्गुणैः॥४० | કયાંથી જડે જ્યા મૂળનવ હોય૪૦ |
| ब्राह्मण क्षत्रिय विशां | હે પરંતપ ! બ્રાહ્મણ ક્ષત્રિય, |
| शुद्राणां च परं तप। | વૈશ્ય, શુદ્રનાં જુજવાં કર્મ; |
| कर्माणि प्रविभक्तानि | સૌ સૌના સ્વભાવ ગુણોના, |
| स्वभाव प्रभवैर्गुणैः ॥४१॥ | ભિન્ન ભિન્ન પડતા છે ધર્મ. ૪૧ |
| शमो दमस्तपः शौचं | મનનિગ્રહ, ઇન્દ્રિય દમન, તપ, |
| क्षांति रार्जव मेव च । | શુદ્ધ, ક્ષમા, ને સરલપણું; |
| ज्ञानं विज्ञानमास्तिक्यं | જ્ઞાન, વિજ્ઞાન, આસ્તિકતા, એસૌ, |
| ब्रह्म कर्म स्वभावजम् ॥४२॥ | બ્રાહ્મણ કર્મ, સ્વભાવ ગણું. ૪૨ |

शौर्यं तेजो धृतिर्दाक्ष्यं
युद्धे चाप्य पलायनम् ।
दानमीश्वर भावश्च
क्षात्रकर्म स्वभावजः ॥४३॥

શૌર્ય, તેજ, ઔદાર્ય, નિપુણ, ધૃતિ,
દાની પણુ, ને ભગવદ્ ધર્મ;
સહજ સ્વભાવિકતાથી પ્રકટે,
ક્ષત્રિયોને એ સૌ કર્મ. ૪૩

कृषि गोरक्ष वाणिज्यं
वैश्य कर्म स्वभावजः ।
परिचर्यात्मकं कर्म
शूद्रस्यापि स्वभावजः ॥४४॥

ગોરક્ષા, વહેપાર, કૃષિપણુ,
સહજ કર્મ એ વૈશ્યતણું;
સેવા ધર્મ સ્વાભાવિક ઉતરે,
તેમાં જાણો શુદ્ર પણું. ૪૪

स्वे स्वे कर्मण्य भिरतः
संसिद्धि लभते नरः ।
स्वकर्म निरतः सिद्धि
यथा विंदति तच्छृणु ॥४५॥

પોતપોતાના કર્મે પ્રવૃત્ત,
તે સૌને સિદ્ધિ મળતી;
કેમ કરી સુણુ, સિદ્ધિ પામે,
સમજ નિજ કર્મ તણા બળથી. ૪૫

यतः प्रवृत्तिर्भूतानां
येन सर्वमिदं ततम् ।
स्वकर्मणा तमभ्यर्च्य
सिद्धि विंदति मानवः ॥४६॥

જેમાંથી સૌ જીવો જન્મ્યા,
જેણે આ સૌ વ્યાપી રહ્યું;
તે પ્રભુની સેવાના કર્મે,
સૌ સિધ્ધિને પામી ગયું. ૪૬

श्रेयान् स्वधर्मो विगणः
परधर्मात्स्वनुष्ठितात् ।
स्वभाव नियतं कर्म
कुर्वन्नाप्नोति किल्बिषम् ॥४७॥

અન્ય ધર્મની સ્હેલઇ છોડો,
થોડા ગુણ પણ શ્રેષ્ઠ સ્વધર્મ;
કદી પાપ નવ લાગે તેને,
સ્વભાવ નિયત આચરતાં કર્મ. ૪૭

सहजं कर्म कौंतेय
सदोष मपि न त्यजेत् ।

સ્વભાવ જનિત દોષિત કર્મ હો,
કુંતા સુત તે તજવું નહિ;

सर्वारंभा हि दोषेण
घुमेनाग्नि [illegible]ः ॥४८॥

અગ્નિ જયમ ધુમથી વિંટલ્યો છે,
સદોષ તેમ સૌ કર્મ સહિ. ૪૮

असक्त बुद्धिः सर्वत्र
जितात्मा विगतस्पृहः ।
[illegible] सिद्धिं परमां
संन्यासेनाधि गच्छति ॥४९॥

અસંગ બુદ્ધિ આ સર્વેમાં,
નિસ્પૃહતા મન નિગ્રહી જેહ;
તજે કર્મ ફલ તે સન્યાસી,
નિશ્કામ સિદ્ધિ ને પામેતેહ. ૪૯

सिद्धिं प्राप्तो यथा ब्रह्म
तथाप्नोति निबोधमे ।
समासे नैव कौंतेय
निष्टा ज्ञानस्य यापरा ॥५०॥

સકલ સિદ્ધિને પામે તદવત્,
બ્રહ્મપદ પણ પામે છે;
સાંભળ જ્ઞાન પરાકાષ્ઠાને,
તેથી સૌ દુઃખ વામે છે. ૫૦

बुध्या विशुद्धया युक्तो
धृत्यात्मानं नियम्य च ।
शद्वादीन्विषयां स्त्यक्त्वा
राग द्वेषौ व्युदस्य च ॥५१॥

અનાસકત જ્ઞાતા મોક્ષેચ્છું,
ધૈર્યે ઉર વશ કરી પછી.
શબ્દાદિ સૌ વિષય તજી દઈ,
રાગદ્વેષ પણ તજે નકી. ૫૧

विविक्त सेवो लध्वाशी
यतवाक्काय मानसः ।
ध्यान योग परोनित्यं
वैराग्यं समु प्राश्रितः ॥५२॥

મિતાહારી, એકાન્ત નિવાસી,
મન, વાણી, કાયા, જીતનાર;
યોગ ધ્યાન પરાયણ થઇને,
ત્યાગ તણો આશ્રય કરનાર. ૫૨

अहंकारं बलं दर्प
कामं क्रोधं परिग्रहम् ।
विमुच्य निर्ममः शांतो
ब्रह्म भूयाय कल्पते ॥५३॥

હું મારૂં બળ દર્પ ક્રોધ મદ,
સૌ સંગ્રહ તજી નિર્મલ થાય;
ત્યારે બ્રહ્મથી ઐકય ભાવ થઈ,
પ્રભુ ભજવાને યોગ્ય ગણાય. ૫૩

| | |
|---|---|
| ब्रह्मभूतः प्रसन्नात्मा | આત્મા ધ્યાને પ્રસન્ન રહિને, |
| न शोचति न कांक्षति । | તજી શોકેચ્છા બ્રહ્મતા થાય; |
| समः सर्वेषु भूतेषु | સમ દૃષ્ટિ સૌ લોકે પામતાં, |
| मद्भक्ति लभते पराम् ॥५४॥ | મારી ઉત્તમ ભકિત પમાય. ૫૪ |
| भक्त्या ममभिजानाति | ભકિત ભાવે, જેટલો હું જેવો; |
| यानान्य श्चास्मि तत्वतः । | તેવો તત્વથી તે જાણે; |
| ततो मां तत्वतो ज्ञात्वा | જાણી મુજને મુજમાં પેશી, |
| विशेते तदनंतरम् ॥५५॥ | મારા સુખને તે માણે. ૫૫ |
| सर्व [illegible] सदा | સર્વ કાર્ય હમેશાં કરતાં, |
| [illegible]वाणो मद्य पाश्रयः । | જેને મુજ શરણુ બની રહે છે; |
| मत्प्रसादा दवाप्नोति | મારી કૃપાથી હમેશ માટે, |
| शाश्वतं पदमव्ययम् ॥५६॥ | અવિનાશી પદ તે લહે છે. ૫૬ |
| चेतसा सर्व [illegible] | મનથી સૌ કર્મ મહાર્પણ કરીને, |
| मयि सन्यस्य मत्परः । | મુજ પરાયણ થઇ જા ખાસ; |
| [illegible]द्धियाग मुपाश्रित्य | બુદ્ધિ યોગનો આશ્રય લઇ, |
| म[illegible]त्तः सततं भवः ॥५७॥ | મમ ચિન્ત્વન કરયે મુજ દાસ.૫૭ |
| मच्चित्त सर्वदुर्गाणि | મારી કૃપાએ મમ ચિન્ત્વનથી, |
| मत्प्रसादात्तरिष्यसि । | સકલ વિઘ્નને તું તરશે; |
| अथ चेत्त्वमहं कारान | મેં કહ્યું ગર્વ કરી નહિ સુણશે, |
| न श्रोष्यति विनंक्ष्यसि॥५८॥ | તો તું નાશ થઇ ખરશે. ૫૮ |
| यदहंकार माश्रित्य | ગર્વાશ્રય કરીને તું માને, |
| न योत्स्य इति मन्यसे । | હું નહિ યુદ્ધ કરૂં પોતે; |

मिथ्यैष व्यवसाय स्ते
प्रकृतिस्त्वां नियोक्षति ॥५९॥

તે નિશ્ચય મિથ્યા તુજ થાશે,
જઇશ યુદ્ધમા તું જો તે. ૫૯

स्वभावजेन कौंतेय
निबधः स्वेन कर्मणा ।
कर्तुं नेच्छमि यन्माहात्
करिष्यस्य वशोऽपितत् ॥६०॥

સ્વભાવજનિત કર્મે બાધેલો,
મોહથી કરવા ના ઇચ્છે;
જરૂર પ્રકૃતિને વશ થૈ તું,
હે કુંત્તિસુત! તું કરશે. ૬૦

इश्वरः सर्वं भूतानां
हृद्देशेऽर्जुन तिष्टति ।
भ्राम यन्सर्वं भूतानि
[illegible]नि मायया ॥६१॥

સર્વ પ્રાણીના હૃદય પ્રદેશે,
હે અર્જુન! રહે છે ઈશ્વર;
ભ્રમિત કરી સૌ ભૂત નચાવે,
નિજ માયાના ચરખા પર. ૬૧

तमेव शरणं गच्छ
सर्वं भावेन भारत ।
तत्प्रसात्परां शांतिं
स्थानं प्राप्स्यसि शाश्वतम् ॥६२

હે ભારત! તું સર્વે ભાવથી,
એવા પ્રભુને શરણે જા!
એની કૃપ થી ઉત્તમ શાંતિ,
ને અક્ષય સ્થળ પામી જા. ૬૨

इति ते ज्ञान माख्यातं
गुह्योद्गुह्यतरं मया ।
विमृश्यै तदशेषेण
यथेच्छसि तथा कुरु ॥६३॥

ગુહ્ય થકી પણ ગુહ્ય જ્ઞાન મેં,
ઉપર પ્રમાણે જે દીધું;
વિચાર કરી ઇચ્છામાં આવે,
તે કરજે માની શીધું. ૬૩

सर्वं गुह्यतमं भूयः
शृणु मे परमं वचः ।
इष्टोऽसि मे दृढ मिति
ततो वक्ष्यामि ते हितम् ॥६४॥

સર્વ ગુહ્યથી ગુહ્ય ફરીથી,
સાંભળ પરમ વચન મુજસાર;
તું મુજને અતિપ્રિય છું તેથી,
સ્પષ્ટ કહું તુજને હિતકાર. ૬૪

| | |
|---|---|
| मन्मना भव मद्भक्तो | મન મુજમાં કરી ભક્ત થા મારો, |
| मद्याजी मां नमस्कुरु । | પુજન નમન મુજને કર તું; |
| मामेवैष्यसि सत्यं ते | મારો પ્રિય તું મનેજ પામીશ, |
| प्रतिजाने प्रियोऽसिमे ॥६५॥ | સત્ય પ્રતિજ્ઞાથી કહુ હું. ૬૫ |
| सर्व धर्मान्परित्यज्य | હવે સર્વ ધર્મોને ત્યાગી, |
| मामेकं शरणं व्रज । | મને એકને શરણે થા; |
| अहंत्वां सर्व पापेभ्यो | સર્વ પાપથી છોડીશ તુજને, |
| मोक्षयिष्यामि माशुचः ॥६६॥ | શોક જરા તું કરતો ના. ૬૬ |
| इदं ते ना तपस्काय | અતિ ગુહ્ય આ જ્ઞાન કદાપિ, |
| ना भक्ताय कदाचन । | અધર્મી નિંદકને ના કહિશ; |
| न चाशुश्रूषवे वाच्यं | મુજ સેવા તપહિણ ઉદાસી, |
| न च मां योऽभ्य सूयति॥६७॥ | આરત હિણુને જરા ન દઈશ. ૬૭ |
| य इदं परमं गुह्यं | ગુહ્ય જ્ઞાન આ મુજ ભક્તને, |
| मद्भक्तेष्व भिधास्यति । | જો સમજાવી તું કહેશે; |
| भक्तिं मयि परां कृत्वा | નિઃસંશય મુજ પરાભક્તિ કરી, |
| मामे वेष्यत्य संशय ॥६८॥ | મુજ સન્મુખ સુખ તે લેશે. ૬૮ |
| न च तस्मान्मनुष्येषु | સકળ નરોમાં તેના કરતાં, |
| कश्चिन्मे प्रियकृत्तमः । | અધિક સેવા પ્રિય મને ન કોઈ; |
| भविता न च मे तस्मा- | વળી ભૂમંડળમાં તેનાથી, |
| दन्यः पियतरो भूवि ॥६९॥ | બહુ પ્રિય મુજને કો નહિ હોય. ૬૯ |
| अध्येष्यते च य इमं | હું ને તું નો ધર્મ્યવાદ આ, |
| धर्म्यं संवाद मावयोः । | જે જન સદ્ભાવે ભણશે; |

ज्ञान यज्ञेन तेनाह्-
मिष्टःस्यामिति मे मतिः ॥७०॥

માનું તુષ્ટ કર્યો જ્ઞાન યજ્ઞકરી,
તે પણ મારો પ્રિય થશે. ૭૦

श्रद्धावान न सुयश्च
न च तस्मान्मनुष्येषु
कश्चिन्म ॥७१॥

દ્વેષ રહિત ને શ્રદ્ધાળુ થઈ,
ગીતા શાસ્ત્ર શ્રવણ કરશે;
તે સૌ પાપોથી છુટી જઈ,
પુણ્ય લોકમાં પરવળશે. ૭૧

कच्चिदेतच्छ्रुतं पार्थ
त्वये काग्रेण चेतसा ।
कश्चिद ज्ञान संमोहः
प्रणष्टस्ते धनंजय ॥७२॥

હે પાર્થ ! ત્હેં એક ચિત્તથી,
સુણ્યો ઉપદેષ યથાર્થ સહિ;
અજ્ઞાન મોહ તુજ નાશ થયો કે,
તે તું સ્પષ્ટ ધનંજય કહિ ? ૭૨

– अर्जुनोवाच –

અર્જુન વચન.

नष्टो मोहः स्मृतिर्लब्धा
त्वत्प्रसादान्मयाच्युत ।
स्थितोऽस्मि गतसंदेहः
करिष्ये वचनं तव ॥७३॥

હે અચ્યુત ! તવ કૃપા પ્રસાદે,
જ્ઞાન મળ્યું ને મોહ ગયો;
હું દૃઢ છું તવ વચને વર્તીશ,
સંદેહ સર્વે દૂર થયો. ૭૩

संजय उवाच

સંજય કહે છે.

इत्यहं यासुदेवस्य पार्थस्य
च महात्मनः ।
संवादमिमम श्रौषमद्भुतं
रोमहर्षणम् ॥७४॥

સંજય કહે છે હે ધૃતરાષ્ટ્ર !
અદ્ભૂત કૃષ્ણાર્જુન સંવાદ;
એવો રોમ હર્ષક મેં સુણીયો,
ઉભય તણો જે ઉત્કટ સ્વાદ. ૭૪

व्यासप्रसादाच्छ्रुत्वाने
तद्गुह्यमहं परम् ।
योगं योगेश्वरोत्कृष्णा
त्स्साक्षात्कथयतः स्वयम् ॥७५

યોગેશ્વર શ્રીકૃષ્ણ જ પોતે,
પરમ ગુહ્ય રસ કહેતા જેહ;
વ્યાસ મુનિ ભગવાન કૃપાથી,
એક ચિતે સાંભળીયો તેહ. ૭૫

राजन्संस्मृत्य संस्मृत्य
संवादमिममद्भुतम् ।
केशवार्जुनयोः पुण्यं
हृष्यामि च मुहुर्मुहुः ॥७६॥

કૃષ્ણાર્જુન સંવાદ પુણ્યદા,
હે ધૃતરાષ્ટ્ર ! આ અદ્ભુત;
વારંવાર સંભાળી હરખું,
ધ્યાન કરૂં એ રૂપ અનુપ. ૭૬

तच्चसंस्मृत्यसंस्मृत्य
रुपमत्यद्भुतं हरेः ।
विस्मयो मे महानराजन
हृष्यामि च पुनः पुनेः ॥७७॥

અતિ અદ્ભૂત રૂપ સ્મરૂ તવ,
વિસ્મય મોટો મુજને થાય;
રહિ રહિને આનંદ હું પામું,
સઉ ઇચ્છા પુરણ થૈ જાય. ૭૭

यत्रयोगेश्वरः कृष्णो
यत्र पार्थो धनुर्धरः ।
तत्र श्रीविजयो भूति
र्ध्रुवानीतिर्मतिर्मम ॥७८॥

જ્યાં યોગેશ્વર કૃષ્ણ બિરાજે,
ધનુર્ધારી જ્યાં અર્જુન છે;
ત્યાં ઐશ્વર્ય સંપત્તિને જય,
અચળ નીતી ત્યાં મુજ મત છે.૭૮

સંવત ઓગણીસેં ત્યાશીનો,
અક્ષય તૃતીયાનો શુભયોગ;
વ્યાસ ભુખ્યો માતરનો વાશી,
ભક્તિરસનો પામ્યો ભોગ. ૭૯

અગાધ રસ અમૃત ઉદધિમાં,
અધિકાર તેટલું સો પીતા;
વ્યાસ હવે ગુરૂકૃપા પ્રસાદે,
સંપુરણ ભગવદ્ગીતા. ૮૦

## (કનૈયા કૃષ્ણ વિણ કોઇ ?)

### (ગઝલ)

અમારે એકથી લગની,
બીજેથી નાંખી છે ધોઇ;
નથી દીલદાર મારોરે,
કનૈયા કૃષ્ણ વિણ કોઇ ?
અમે એ સ્વામિના સત્રે,
વિંધી સર્વાંગને પ્રોયું;
અમારૂં ના હવે થાયે,
કનૈયા કૃષ્ણ વિણ કોઇ ?

ઇશ્વરપર એકતાન થઇને,
ભુલી જાજો સો નિજ ભાન;

મનોહર વાંસળીવાળા,
બટાઉને જતાં રોકયો;
ઘવાણું કોણ રાખેરે,
કનૈયા કૃષ્ણ વિણ કોઇ ?

ખરે રસ છેક છલકેછે,
મઝા જોબન તણી જાચે;
નથી કો' લુંટનારૂં રે,
કનૈયા કૃષ્ણ વિણ કોઇ ?

અમે મસ્તાન થઈ ફરીયે,
બધે બલવિરના બળથી;
નથી કો' ટોકનારૂં રે,
કનૈયા કૃષ્ણ વિણ કોઇ ?

નથી કો જ્ઞાનની પોથી,
અમારે જાણવી જોવી;
પ્રેમ ભક્તિ બતાવે ના,
કનૈયા કૃષ્ણ વિણ કોઇ ?

મને તો પ્રેમ વિણ ભકિત,
લસેછે લુખીને લુલી;
કરે ના કામ પાકુંરે,
કનૈયા કૃષ્ણ વિણ કોઇ ?

કરોડો કોસનું અંતર,
યોગી સન્યાસી સાધુને;

શ્રીપ્રભુ પણ પ્રભુતાને ભુલી,
વ્યાસ ધરે નિજ જનનું ધ્યાન.૮૧

શુદ્ધ પ્રેમનું સુખ સર્વોત્તમ,
અમર લોક પણ ના જાણે;
કૃષ્ણ કૃપા રસ દરિયે ડુબ્યાં,
તે ગોપીજન સુખ માણે. ૮૨

કૃષ્ણ કૃપા આગળ સૌ વૈભવ,
લોક ચતુર્દશના ફિકા;
ગોવિંદ સુત ગુરૂકૃપા દૃષ્ટિથી,
વ્યાસ કવિ રસમય ટીકા. ૮૩

---

પ્રેમને ના ચુબે બીજા,
કનૈયા કૃષ્ણ વિણ કોઈ ?

રમીશું ને જમીશું રે !
ઓઢશું પ્હેરશું પ્રેમી;
જપુ ના જાપમાં બીજો,
કનૈયા કૃષ્ણ વિણ કોઈ ?

વ્યાસના સ્વામિની શોભા,
સમિપે વિશ્વને વારૂ,
જડયું ના એ થકી સારૂં,
કનૈયા કૃષ્ણ વિણ કોઇ ?

---

श्रीमद्वल्हिसुतायनमः
॥ श्रीगोपीजनवल्लभायनमः ॥
॥ श्रीगुरुचरणकमलेभ्योनमः ॥

श्रीसामवेदीय छान्दोग्योपनिषत् अष्टम प्रपाठकस्य प्रथमः खंडः व्यासविरचित काव्य रसिकावली टीका संयूता.

પિતાવદે હરિભકત જમેતો, વિષ્વ તૃપ્ત સો થાય ખરે;
સર્વ ભૂતમાં એકજ આત્મા, નિજ ગુણ શોભા સકલ ભરે. ૧
(રાગ સારંગ તથા નરસઈ મહેતાની લાવણીનો)

ॐ श्वेतकेतुर्हाऽऽरुणेय आस तꣳ ह पितोवाच श्वेतकेतो वस ब्रह्मचर्यं न वै सौम्यास्मत्कुलीनोऽननुच्य ब्रह्मबन्धुरिव भवतीति ॥१॥

આરૂણિ કહે સુણ શ્વેતકેતુ તું,
ભણજે દ્વિજ આચાર યથાર્થ;
વિદ્યાહિન થૈ હું કુળમાં કો,
જન્મિ જનમ કર્યો નથી વ્યર્થ. ૧

स ह द्वादशवर्ष उपेत्य चतुर्विꣳशतिवर्षः सर्वान्वेदानधीत्य महामना अनुचानमानी स्तब्ध एयायतꣳ ह पितोवाच श्वेतकेतो यन्नु सोम्येदं महामना अनुचानमानी स्तब्धोऽस्युत तमादेशम प्राक्ष्यः ॥२॥

સુણી વસ્યો બ્રહ્મચર્યાશ્રમમાં,
શ્વેતકેતુ દ્વાદશ વર્ષે;
ચોવીશ વર્ષે ચાર વેદ ભણી,
માની થૈ આવ્યો હર્ષે.
અનમ્રને અભિમાન ભરેલો,
માને અર્થ ભેદી હું એક;
સો જ્ઞાતા કરતાં છે હું માં,
પંડિતેના પૂર્ણ વિવેક.
પિતા કહે હે સૌમ્ય? તું તુજને,
વિદ્વનમાં વર જાણે છે;
તો શું ત્હે ? તુજ ગુરૂદેવને,
ઉપદેષ પુછયો ? તે માણે છે? ૨

येनाश्रुतꣳश्रुतं भवत्यमतं मतमविज्ञातं विज्ञात मितिकथं नु भगवः स आदेशो भवतीति ॥३॥

જે ઉપદેશથકી નહિ સુણ્યું તે,
સુણ્યા બરોબર સ્પષ્ટાએ;
નહિ તર્કેલું તર્ક્યું થઇને,
નિશ્ચયલું નહિં તે નિશ્ચાયે,

વેદતણો ત્હેં ભેદ ન જાણ્યો,
આત્મ તત્વથી રહ્યો અજાણ;
કૃતાર્થ કેમ કરી તું થાશે,
એ ચિન્તા કષ્ટે મુજ પ્રાણ.

હે ભગવન્! તે આપ જણાવો,
એક જાણ્યે સૌ દેશ જણાય;
એક જ્ઞાનથી સર્વ જ્ઞાન થૈ,
જન્મહાનીને જઈ મણાય. ૩

यथा सोम्यैकेन् मृतपिण्डेन सर्वं मृन्मयं विज्ञातꣳस्याद्वाचाऽऽरम्भणं विकारो नाम धेयं मृत्तिकेत्येव सत्यम् ॥४॥

કહે ઉદ્દાલક, હે પ્રિય દર્શન!
માટી પિંડો જ્ઞાત થતાં;
મૃતિકા સત્ય રહે જ્ઞાતાને,
મૃતિકા કારજ નામ જતાં. ૪

यथा सोम्यैकेन् लोहमणिना सर्वं लोहमयं विज्ञातꣳस्याद्वाचाऽऽरम्भणं विकारोनाम धेयं लो[illegible]मित्येव सत्यम् ॥५॥

હે પ્રિય! હેમપિંડ જાણેથી,
હિમ ઘાટ સૌ પરખાયે;
ઘાટ ગાળતાં ઘાટ નામ જૈ,
સત્ય સુવર્ણજ લેખાયે. ૫

यथा सोम्यैकेन् नखनिकृन्तनेन सर्वं कार्ष्णायसं विज्ञातꣳ

હે સુત! લોહ શસ્ત્રે નખછેદ્યા,
શસ્ત્ર લોહ કારજ લક્ષાય;

स्याद्वाचाऽऽरम्भणं विका[illegible] नामधेयं कृष्णाय समित्येव सत्यमेवꣳ सोम्य स आदेशो भवतीति ॥६॥

શસ્ત્ર નષ્ટ થૈ જાતાં તત્ક્ષણુ,
સ્પષ્ટ સત્ય તે લોહ ગવાય.
હે સૌમ્ય ! ઉપદેષ રીત આ,
તુજ ગુરૂ નિશ્ચય ના જાણે;
જાણુ હોત તો મનેજ કહેતા,
એમ આરૂણિ મુખ આણે. ૬

न वै नुनं भगवन्तस्त हदत वेद[illegible]यध्ये तदवेदिष्यन्कथं मे न [illegible]ति भगवाꣳस्त्वे व मे तद्ब्रीत्विति यथासो-म्येति होवाच ॥७॥

હે ભગવન્ ! આપજ વસ્તુ કહો,
સુત મુખથી બોલ્યો વાણી;
પિતા વદે સુત તેમ થવા દો,
અતિ ઉત્સાહ ઉરે આણી ૭

इति श्रीसामवेदीय छान्दोग्यपनिषत् अष्टम प्रपाठकस्य प्रथमः खंडः व्यास विरचित काव्य रसिकावली टीका सम्पूर्णम्

---

## ॥ श्रीगोपीजनवल्लभायं नमः ॥

## श्रीसामवेदीय छान्द[illegible]निष, अष्टम प्रपाठकस्य द्वितीयः खंडः व्यासविरचित का[illegible] टीकासहिताः

सदेव सोम्येदमग्र आसीदके-मेवाद्वितीयम् । तद्धैक आहुर स[illegible]मग्र आसीदेक मेवा-द्वितीयं तस्माद् सतः [illegible]त१

હે પ્રિયદર્શન ! આ જગ પૂર્વે,
એક કહે છે સત્ય હતું;
કોઈ વદે છે શુન્ય હતું તે,
વિદ્યમાન આ વિશ્વ થયું. ૧

कुतस्तुखलु सोम्यैवꣳ स्या-दिति होवाच कथ सतः सज्जा[illegible]तेति सत्त्वेव सोम्येद-मग्र आसीदकमेवा[illegible]तीयम् ॥२

અસત્ થકી સત્ વસ્તુ ન હોયે,
હે સુત ! નિશ્ચય વાત પ્રમાણુ;
પૂર્વે સતને દેખીતું સત્,
સત્ય બ્રહ્મ કારજ સત્ જાણુ. ૨

| | |
|---|---|
| तदैक्षत ब[illegible]स्यां [illegible] | હું બહુરૂપ ધરૂં ત્યમ ઇચ્છિ, |
| तत्तेजोऽसृजत तस्माद्यत्रक्व | આકાશ વાયુ તેજ રચ્યું; |
| शोचति स्वेदते वा [illegible]षस्त- | તેજ થકી જલ એ વિધ જન્મ્યું |
| जस एव तदध्यापो जायन्ते ॥३ | શ્રમિત જન પ્રસ્વેદ સમું. ૩ |
| ताआप एक्षन्त बहूव्यः स्याम | સત્યાંશી જલથી આ પૃથિવ, |
| प्रजायेमहीती ता अन्नमसृजन्त | અને અન્ન તે ઉદય થયું; |
| तस्माद्यत्र क्व च वर्षति तदेव | જ્યાં વૃષ્ટિ છે ત્યાં અધિક અન્ન |
| भूयिष्ठमन्नं भवत्य[illegible] य एव | ભક્ષણ કરવા યોગ્ય કહ્યું. ૪ |
| तदध्यन्नाद्यं जायते ॥४॥ | |

इति श्रीछांदोग्योपनिषत् अष्टमप्रप[illegible] षद्वितियः खंडः
व्यास विरचित काव्य रसिकावली टीका सम्पूर्णम्

---

॥ श्रीगोपीजनव[illegible]भायनमः ॥

श्रीसामवेदीयछान्दोग्य[illegible] अष्टम प्रपाठकस्य तृतीयः
खंडः व्यासविरचित काव्य[illegible]सिकावली टीकास[illegible]ताः
(કહ્યું અચેતન કાર્ય બ્રહ્મનું, જીવ આવેશી હવે કવાય;
કાવ્ય રસિકાવલી ટીકાથી, સર્વે વાતો સ્પષ્ટ જણાય.)

| | |
|---|---|
| तेषां खल्वेषां भूतानां त्रीण्येव | જીવાવેશી ભૂતોનાં ત્રણ બીજ, |
| [illegible]जा नि भव[illegible]ण्डज | જરાયુજ અંડજ ને ઉદ્ભિજ; |
| जीवज[illegible]द्भिज्जमिति ॥१॥ | પક્ષી પેટ ગતિ કર અંડજ; |
| | વૃક્ષ ઉદ્ભિજ, જરાયુજ જન. ૧ |
| सेयं देवतैक्षत हंता[illegible]ममा- | તે દેવે સંકલ્પ કર્યો હું, |
| [illegible]स्त[illegible] देवता अनेन जीवे- | આ ત્રય દેવોની મધ્યે; |

| | |
|---|---|
| नाऽऽत्मनाऽनुप्रविश्य नाम रुपे व्याकरवाणीति ॥२॥ | આપ બળે જીવ સાથે પેશી,<br>રૂપ નામ કરૂં સ્પષ્ટે. ૨ |
| तासां त्रिवृतं त्रिवृतमेकैकां करवाणीति सेयं देवतेमास्तिस्रो देवता अनेनैव जीवेनाऽऽत्मनाऽनुप्रविश्य नाम रुपे व्याकरोत् ॥३॥ | ત્રેવડા ત્રેવડી ત્રણે કરૂ કહિ,<br>ત્રણેમાં જીવ સાથે પેઠા;<br>રૂપ નામ વિસ્તાર કરીને,<br>સફળ કરી છે નિજ ઇચ્છા. ૩ |
| तासां त्रिवृतंत्रिवृतमेकैकामकरोद्यथा तु खलु सोम्येमास्तिस्रो देवतास्त्रिवृत्त्रिवृदेकैका भवति तन्मे विजानीहीति ॥४ | તે દેવો ત્રિવૃત્‌ના ત્રિવૃત્,<br>ત્રેવડીયા કેવી રીતે;<br>ઉદાહરણ આપી સમજાવું,<br>હે સુત ! હું પૂરણ પ્રીતે. ૪ |

इति श्रीसामवेदीय छान्दोग्योपनिषत् अष्टम प्रपाठकस्य तृतीयःखंडः व्यास विरचित काव्य रसिकावली टीका सम्पूर्णम्

---

श्रीसामवेदीयछान्दोग्यपनिषत्अष्टमप्रपाठकस्य चतुर्थखंडःप्रारभ्यते.

ચતુર્થ ખંડ પ્રારંભ.

| | |
|---|---|
| यदग्ने रोहितꣳ रुपं तेजसस्तद्रूपं यच्छुक्लं तदपां यत्कृष्णं तदन्नस्यापागादग्नेरग्नित्वं वाचाऽऽरम्भणं विकारो नामधेयं त्रीणी रुपाणीत्येव सत्यम् ॥१॥ | અગ્નિમાં ત્રયરૂપ જે દીસે,<br>રક્ત, શ્વેત, ને શામ સદાય,<br>તે રૂપો જળ તેજ પૃથ્વીનાં,<br>ત્રણે મળી અગ્નિ કહેવાય;<br>તો હવે ગયું અગ્નિત્વ અગ્નિનું,<br>રહ્યું માત્ર વાણીમાં નામ,<br>અગ્નિ વસ્તુ ત્રણથી નથી જુદી,<br>ત્રણે રૂપ છે સત્ય પ્રમાણ. ૧ |

यदादित्यस्य रोहित रूपं स्तेजस्तद्रूपं यच्छुक्लं तदपां यत्कृष्णं तदन्नस्यापागादादित्या दादित्यत्वं वाचारम्भणं विकारोनामधेयं । त्रीणि रुपाणोत्येव सत्यम् ॥२॥

અરૂણુ, શ્વેતને કૃષ્ણરૂપ રવિ,
દીસે છે પણ ત્રણ છે સત્ય;
રવિ ત્રણેથી ભિન્ન નથી તો,
રવિત્વ ગયું રહ્યું નામજ ફક્ત. ૨

यच्चन्द्रमसो रोहित रूपं तेजस्तद्रूपं यच्छुक्लं तदपां यत्कृष्णं तदन्यस्यापागादादित्या दादित्यत्वं वाचारम्भणं विकानामधेयं त्रीणिरुपाणीत्येवं सत्यम् ॥३॥

ચંદ્ર વિષે અરૂણાઇ તેજની,
જલ શ્વેતાઇ ને ભૂવ કાળાશ;
ગયું ચંદથી ચંદ પણ તેથી,
માત્ર રૂપ ત્રણ સત્ય પ્રકાશ. ૩

यद्विद्युतो रोहित रूपं तेज स्तद्रूपं यच्छुक्लं तदपां यत्कृष्णं तदन्नस्यापागाद्विद्युतो विद्युत्त्वं वाचाऽऽरम्भणं विकारोनामधेयं त्रीणिरुपाणी त्येव सत्यम् ॥४॥

વિદ્યુતમાં રૂપ રક્ત શ્વેતસિત,
તેજ જલ ને ભૂવનાં સત્ય;
વિદ્યુતે વિદ્યુ પણ ના રહ્યું,
ત્રણેરૂપ મળી બની તે ગત્ય. ૪

સત્ય બ્રહ્મની સ્વેચ્છાનું આ સૌ કાર્ય હોવાથી સત્ય છે, અને તે એકજ અદ્વિતીય છે. આ સૌ ભૂતો, ને ભૌતિક પદાર્થો, સત્ય વસ્તુમાંથી પ્રકટ થયેલ છે. એ પ્રમાણે સત્ય વસ્તુનું ફકત જ્ઞાન થયે, સર્વ વસ્તુ વિજ્ઞાત થાય છે. તેમ અમારા પૂર્વજો કહેતા.)

एतद्ध स्म वै तद्विद्वा९ँ स
आहुः पूर्वे महाशाला महा-
श्रोत्रिया न नोऽद्य कश्चना-
श्रुतममतम विज्ञातमुदाहरि-
ष्यतीति ह्येभ्यो विदाञ्चक्रुः॥५

પૂર્વે કહ્યું ત્યમ નિશ્ચય કહેતા,
મહા શ્રીમંત શ્રોત્રિય પૂર્વજ;
નહિ તકર્યું નહિ સુણ્યું ના નિશ્ચ્યું,
સત્ય જ્ઞાનથી કહે સર્વજ્ઞ. ૫

यदु रोहित मिवाभूदिति तेज-
सस्तद्रूपमिति तद्विद्वाञ्चक्रुर्यदु
शुक्लमिवाभूदित्यपा९ँ रुपमिति
तद्विदाञ्चक्रुर्यदु कृष्णामिवा भू-
दित्यन्नस्य रुपमितति तद्विदा
ञ्चक्रुः ॥६॥

રક્ત રૂપ તે તેજ તણું ને,
શ્વેત રૂપ જલનું જાણે;
કૃષ્ણરૂપ અન્નનું જાણીને,
પૂર્વજો સત્‌ને માણે. ૬

यद्विज्ञात मिवाभूदित्ये ता
सामवेदेवताना९ँ समासहृते
तद्विदाचञ्चक्रुर्यथा तु खलुसोम्ये
मास्तिस्रो देवताः पुरुषं माप्य
त्रिवृत्रिवृ देकैका भवति तन्मे
विजानी हीति ॥७॥

જે કંઈ પ્રતિત થાય છે તેમાં,
તેજ જલ પૃથ્વિ ત્રણે સમાય;
જાણુ હુંથી નરદેહ પામી ત્રય,
ત્રિવૃત્‌ ત્રિવૃત્‌ તે એકેક થાય. ૭

इति श्रीश्यामवेदीयछांदोग्योपनिषत्षष्ठमप्रपाठकस्य चतुर्थः
खंडः काव्य रसिकावली टीका समेताः सम्पूर्णम्



श्रीसामवेदी [illegible] अष्टमप्रपाठकस्यपञ्चमःखंडः
प्रारभ्यते.

– અન્નવિભાગ ત્રિવૃત્ –

| | |
|---|---|
| अन्न मशितं त्रेधा विधीयते | ભક્ષેલા અન્નના ત્રણ ભાગો, |
| तस्य यः स्थविष्ठो धातुस्त- | સ્થુલ, વિષ્ટાને મધ્યમ, માંસ; |
| त्पुरीषं भवति यो मध्यमस्त- | સુક્ષ્માંશ તેને મન જાણો, |
| न्माꣳसं योऽणिष्ठस्तन्मयः ॥१ | કે મન પુષ્ટિ કરતા ખાસ. ૧ |
| | જલ વિભાગ ત્રણ |
| आपः पीता स्त्रेधा विधीयन्ते | પીધેલા જળના ત્રણ ભાગો, |
| तासां यः स्थविष्ठो धातुस्त- | અતિ સ્થુલ ને મુત્ર લહો; |
| न्मूत्रं भवति यो मध्यमः स्त- | મધ્યમાંશ તે લોહિ જાણી લ્યો, |
| ल्लोहितं योऽणिष्ठः सप्राणः ॥२ | સુક્ષ્માંશ તે પ્રાણ કહો. ૨ |
| | – તેજના ત્રણ ભાગ – |
| तजोऽसितं त्रेधा विधीयते | ઘી તૈલાદિ 'તેજ' ભક્ષ્યાનો, |
| तस्य यः स्थाविष्ठो धातुस्त- | સ્થુલ ભાગ અસ્થિ થાયે; |
| दस्थि भवति योमध्यमः स | મધ્ય ભાગને મજ્જા જાણો, |
| मज्जा योऽणिष्टः सा वाक् ॥३ | સુક્ષ્મ તે વાણી કહેવાયે. ૩ |
| अन्नमयंहि सोम्य मन आपो- | હેસુત! મન તે અન્નમય છે, |
| मयः प्राण तेजोमयी वागि- | જલમય પ્રાણ, તેજોમય વાક્; |
| ति भूय एव मा भगवान्वि- | હે ભગવન! વળી ઉપદેશી, |
| ज्ञापयात्वति तथा सोम्येति | કરો કૃતારથ મુજને આપ. ૪ |
| होवाच ॥४॥ | |

इति श्रीछांदोग्योपनिषत् अष्टम प्रपाठकस्य पञ्चमःखंडः काव्य
रसिकावली टीका समेत सम्पूर्णम्

## श्री सामवेदीयछान्दोग्यपनिषत्अष्टम प्रपाठकस्य षष्ठः खंडः प्रारभ्यते.

दग्धः सोम्य मथ्यमानस्य योऽणिमा सऊर्ध्वः समुदीषति तत्सर्पिर्भवति ॥१॥

હે સૌમ્ય ! મથેલા દહિંનો,
સુક્ષ્મ ભાગ ઉપર ફરતો;
તે નવનીત નામે કહેવાતો,
એ તેજસ્વિ ઘી કરતો. ૧

एवमेव खलु सोम्याऽन्नस्याऽस्यमानस्य योऽणिमा स ऊर्ध्वः समुदीषति तन्मनो भवति ॥२॥

એમજ હે સુત ! ખાદ્ય અન્નનો,
સુક્ષ્મ ભાગ ઉંચો ચઢીને;
તેનું મન, થઇ જાએ ઘતવત,
રહે તે 'મન' અવયવ મળીને; ૨

अपाꣳ सोम्य पीयमानानां योऽणिमा स ऊर्ध्वः समुदषिति स प्राणो भवति ॥३

સુક્ષ્મ અંશ પીધેલા જળનો,
એકત્ર થઇ ઉર્ધ્વ જાયે;
હે સૌમ્ય ! તે ઉર્ધ્વ ગયેલો,
અંશ તે 'પ્રાણ'જ થાયે. ૩

तेजसः सोम्याऽश्य मानस्य योऽणिमा स ऊर्ध्वः समुषति सा वाग्भवति ॥४॥

ભુકત તેજનો બારિક ભાગતે,
ચડી ઉંચે ભેળો થાયે;
'વાણી' રૂપક ભુકત તેજનું,
હે સુત ! જાણો બધાયે. ૪

अन्नमयꣳहि सोम्य मन आपोमयः प्राणस्तेजोमयी वागिति भूय एव मा भगवान् विज्ञापयत्विति तथा सोम्येति होवाच ॥५॥

હે પુત્ર ! અન્નનું કારજ 'મન'
જલનું કારજ પ્રાણ કહો;
વાણી તેજમાં ડુબે તેથી,
તેજનું કારણ વાણી લહો. ૫

इति श्रीछांदोग्योपनिषत् अष्टम प्रपाठकस्य षष्ठःखंडः व्यास विरचित बाङ्य रसिकावली टीका संयूताः समाप्तम

श्रीसामवेदीयछान्दोग्योपनिषदः अष्टमपाठकस्य सप्तमः खण्डः

(મન અન્નનું કાર્ય છે તેની સમજ !)

षोडशकलः सोम्य पुरुषः पंचदशाहानि माऽशीः काममपः पिबाऽऽपोमयः प्राणो न पिबतो विच्छेत्स्यत इति ॥१॥

ભક્ષેલા અન્નના સુક્ષ્મ ભાગથી, ખાસ વધે મનની શક્તિ;
શક્તિ સોળ વિભાગે વ્હેંચઇ નરની સોળે કળા થતી.
હે પ્રિય ! સોળે કળા તું છે નર, પ્રત્યક્ષ જોવા જો ચ્હાયે;
ભોજન પક્ષના કરીશ ? પણ તું, જલ પીજે જીવ નહિ જાયે. ૧

स ह पञ्चदशाहानि नाऽऽशाथ हैनमुपससाद किं ब्रवीमि भो इत्यृचः सोम्य यजूꣳषि सामानीति स होवाच न वै मा प्रतिभान्ति भो इति ॥२॥

મનની અન્ન મયતા અનુભવવા, પક્ષ અન્ન છોડી આવ્યો;
કહે પિતા શું કહું ? ત્યાં પ્રશ્ન્યો, ત્રયવેદ કહો ? ત્યાં ના ફાવ્યો. ૨

तं होवाच यथा सोम्य महतोऽभ्याहितस्यैकोऽङ्गारः खद्योतमात्रः परिशिष्टः स्यात्तेन ततोऽपि न बहु दहेदेवꣳ सोम्यते षोडशानां कलानामेका कलाऽतिशिष्टा स्यात्तयैतर्हि वेदान्नानुभवस्य शानाथ मे विज्ञास्य सोति ॥३॥

પિતા કહે સુણ પ્રખર અગ્નિનો, અણુ કણ જયમ ના બહુ દહે;
કળા ઘટયાથી વેદ ભુલ્યો તું, ભોજન કર પછી મને કહે. ૩

स हाऽऽसाथ हैन मुपससाद तꣳ ह यत्किञ्च मपच्छ सर्वꣳ ह प्रतिपेदे ॥४॥

ભોજન શ્વેતકેતુ કરી પોતે, પિતા સમિપે જ્યા આવ્યો;
પુછી ઋચા જનક જે જે તે, કહી પિતાને મન ભાવ્યો. ૪

तꣳ होवाच यथा सोम्य महतोऽभ्याहि [illegible]ङ्गारं खद्योतमात्रं परिशिष्टं तं तृणै रुपसमाधाय प्राज्वलयेत्तेन ततोऽपिबहु दहेत् ॥५॥

મહાગ્નિનો અંગારો જે અણુ, હે સુત ? પ્રજળે તૃણ થકી;
પૂર્વ થકી પણ અતિ દહે છે, દૃષ્ટાન્તે તું જાણ નકી. ૫

एवं सोम्य ते षोडशानां [illegible]का कलाऽतिशिष्टाऽभूत्साऽन्नेनोपसमाहिता प्राज्वालीत्तयेतर्हि वेदाननुभवस्यन्नमयꣳ हि सोम्य मन आपोमयः प्राणस्तेजोमयी वागिति तद्धास्य विजज्ञाविति विज[illegible]विति ॥६॥

તેમજ સોળ કળામાં જે ઘટ, અન્નથી ત્હેં ઉ-તેજી છેક;
તેથી પૂર્ણતા પામી પ્રજ્વલી, સ્ફુર્યો વેદનો સર્વ વિવેક;
'મન' અન્નમયતા, 'પ્રાણ' આપમય, સમજયો તેજો મય 'વાણી';
પિતા કહી જેજે અન્નમયતા, શ્વેતકેતુ તે સૌ જાણી. ૬

इति श्रीसामवेदीयछांदोग्योपनिष[illegible] अष्टमप्रपाठकस्यसप्तमःखंडः
व्यास विरचित काव्य रसिकावळी टीका संयुतः स[illegible]प्तम

---

श्रीसामवेदीयछान्[illegible]ग्योपनिष[illegible] अ[illegible]मप्रपाठकस्यअष्टमःखंडः
(ઘાઢ નિદ્રામાં જીવને સત્ પ્રાપ્તિ)

उ[illegible]लको हाऽऽरुणिः श्वेतकेतुं पुत्रमुवाच स्वप्नान्तं मे सोम्य विजानी[illegible]ति यत्रैतत्पुरुषः [illegible]पिति नाम सता सोम्य तदा सम्प[illegible] भवति स्वमपीतो भवति तस्मा नꣳ स्वपिती[illegible] चक्षते स्वꣳ ह्यपीतो भवति ॥१॥

સ્વપ્ન વૃતાન્ત નિજ સુતને કહેતા, ઉદ્દાલક, અરૂણી, પોતે,
નિદ્રા પુરૂષ કરે છે ત્યારે, બ્રહ્મભાવ પામે જો તે;

જીવપણુ તજી સદ્રૂપ પામે, તેથી સુતેલો લોક કહે,
કારણ તે નિદ્રાના સમયે, નિજને પામેલોજ રહે. ૧

स यथा शकुनिः सूत्रेण प्रबद्धो दिशं दिशं पतित्वाऽन्य-
त्राऽऽयतनमलब्ध्वा [illegible]श्रयत एवमेव खलु सोम्य
तन्मनो दिशं दिशं पतित्वाऽन्यत्राऽऽ[illegible]तनमलब्ध्वा प्राण-
मेवोपश्रयते प्राणबन्धनꣳ हि सोम्य मन इति ॥२॥

પક્ષી ઘાતક સૂત્રે બંધાઈ, જેમ પ્રતિ દિશ ઉડતું તે,
અન્યાશ્રય પામે નહિ કદીયે, સૂત્રાશ્રય કરી રહેતું એ;
તેમજ સર્વ દિશાનુંભવ કરી, મન, પ્રાણાશ્રય કરતું છેક,
ના વિશ્રામ મળે મનને કંઇ, તવ પ્રાણાશ્રય કરતું એક. ૨

अ[illegible]सै मे सोम्य विजानिहिति यत्रैत[illegible]षाऽशिशि-
षति नामाऽऽप एव ददशितं नयन्ते तद्यथा गोनायोऽ
श्वनायः [illegible]रुषनाय इत्येयं तदप आचक्षतेऽशनायेति तत्र[illegible]
मुत्पतितꣳ सोम्य [illegible] नेदममूलं भाव[illegible]ति ॥३॥

(અન્નાદિ કાર્ય જગત્ ને, તેનું મુળ સત છે. તે જાણુવાનો કોયડો.)

મુજ પાસેથી ભુખ તરસને, સૌમ્ય જાણુ સારી રીતે,
તે પછી ત્હારા અંતરમાં, ધરજે તું પૂરણુ પ્રીતે;
જન જ્યારે ખાવાને ઇચ્છે, ભુખ નામ વાળો તે થાય,
ભક્ષ્યા અન્નનો કઠણુ ભાગ, પીધેલું પાણી ખેંચી જાય
ગાય હાંકી ગોનાય જાય ત્યમ, જલને પણુ અશનાય ક[illegible]
અશન કરેલું અન્ન ખેંચવા, જાણો ત્યાં અશનાય
શરીર રસાદિથી ઉપન્યું તે, કાર્ય જાણુવા જો[illegible]
સત્નું કાર્ય તે છે સત્ સર્વે, કારણુ રહિત ન[illegible]

तस्य क मूलꣳ स्यादन्यत्राद्भ्योऽद्भिरेवमेव खलु सोम्यान्नेन शुङ्गेनापो मूलमन्विच्छाद्भिः सोम्य शुङ्गेन तेजो मूलमन्विच्छ तेजसा सोम्य शुङ्गेन सन्मूलमन्विच्छ सन्मूलाः सोम्येमाः सर्वाः प्रजाः सदायतनाः सत्प्रतिष्ठाः ॥४॥

(શરીરનું મૂળ શું હશે?)

અન્ન દેહનું મૂળ જાણી લે, નર ખાયે તે વિર્ય બને,
શોણિત, નારી જમે તે થાયે, (રજ–વિર્ય, સંયોગી દેહ બને.)
અન્ન શૃંગથી આપ મૂળ જાણી, સૌમ્ય કરી લે પૂરણ જ્ઞાન. ૪

अथ यत्रैतत्पुरुषः पिपासति नाम तेज एव तत्पीतं नयते तद्यथा गोनायोऽश्वनाय पुरुषनाय इत्येवं तत्तेज आचष्ट उदन्येति तत्रैतदेव शुङ्गमुत्पतितꣳ सोम्य विजानीहि नेदममूलं भविष्यतीति ॥५॥

( જલનું મૂળ. )

જન પિપાસિત થાય જદા તવ, તેજ પીધા જલને લઈ જાય,
એ ઉદન્ય જલ મૂળ કહેવાયે, સૌમ્ય જાણ તે અમૂળ ન થાય. ૫

तस्यक मूलꣳ स्यादन्यत्राद्भ्योऽद्भिः सोम्य शुङ्गेन तेजोमूलमन्विच्छ तेजसा सोम्य शुङ्गेन सन्मूलमन्विच्छ सन्मूला सोम्येमाः सर्वाः प्रजाः सदायतनाः सत्प्रतिष्ठा यथानुखलु सोम्ये मास्तिस्रो देवताः पुरुषंप्राप्य त्रिवृत्त्रिवृदेकैकाभवति तदुक्तं पुरस्तादेव भवत्यस्य सोम्य पुरुषस्य प्रयतोवाङ्मनसि संपद्यते मनः प्राणे प्राणजसि तेजः परस्यां देवतायाम् ॥६॥

- તેજનું મૂળ -

જલમૂળ તેજ જડેછ, તજ કાર્યથી સત્ શોધાય,
જે આ જગ સર્વે, સત્યાશ્રયિ સત્પ્રતિષ્ટ સદાય;

જેમ અન્ન, જલ, તેજ, દેવત્રય, વસુ પ્રવેશી ત્રય વિધ થાય,
કે જે અન્નથી મન, જલથી પ્રાણને, તેજ થકી વાણી પ્રકટાય.
હે સૌમ્ય ! મરતાની વાણી, છેવટે મનમાં લીન થાય,
મન પ્રાણેલીન, પ્રાણ તેજમાં, તેજ સમાતું પરદેવતાય ૬

स य एषाऽणि मैतदात्म्य मिदꣳ सर्वे तत्सत्यꣳस आत्मा तत्वमसि श्वेतकेतो इति भूय एवमा भगवान विज्ञापयत्विति तथा सोम्येति होवाच ॥७॥

જાણ સુદર્શન પરદેવનો તું છે, ભજુ પરદેવ તો તેનો થાઉં,
અભક્ત રહુ તો અન્તે પાછો, અન્ય શરીર ધરીને આઉં;
તે અણિમા અખંડ જગતમૂળ, સત્ય બ્રહ્મને જગરૂપ સત્ય,
હે શ્વેતકેતુ ! તે તું છે, એજ અમારો સુંદર મત. ૭

इति श्रीसामवेदीय छान्दोग्योपनिषत् अष्टम प्रपाठकस्य अष्टमःखंडः व्यास विरचित काव्य रसिकावळी टीका सम्पूर्णम्

---

श्री सामवेद[illegible]ोग्यपनिपत्अष्टमप्रपाठकस्यनवमःखंडः
व्यासविरचित काव्य सावाले टीकासंयुता.

यथा सोम्य मधु मधुकृतो निस्त[illegible]न्ति नाना चयानां वृक्षाणाꣳ रसान्समवहारमेकताꣳ रसंगमयन्ति ॥१॥

વિવિધ ફલિત વૃક્ષોનો રસ લઈ, જયમ મધમાખી મધ કરે;
સર્વ રસની કરી એકતા, મધામૃતથી પુડો ભરે. ૧

ते यथा तत्र न विवेकं लभन्तेऽमुष्याहं वृक्षस्य रसोऽस्मि [illegible]वमेव खलु सोम्येमाः सर्वाः प्रजाः सति संपद्यामह [illegible]ति॥२॥

તે એકતા પામેલો મધરસ, ન જાણે હું અમુકનો રસ;
'તેમજ' સત્‌ને પ્રાપ્ત છીએ 'કે' હતા, તે નવ જાણે પ્રજા અવશ. ૨

त इह व्याघ्रो वा सिꣳहो वा वृको वराहो वा कीटो वा पतङ्गो वा दꣳशो वा मशको वा यद्यद्भवन्ति तदा भवन्ति॥३॥

પૂર્વે આહોતે તે પ્રાણી, વ્યાઘ્ર સિંહ વરાહ વૃક હોય;
કીટ, પતંગ, ડાંસ વા મચ્છર, સત્‌થી પુનઃ પ્રકટે તે જોય. ૩

स य एषोऽणिमैतदात्म्य मिदꣳ सर्वं तत्सत्यꣳ स आत्मा तत्त्वमसि श्वेतकेतो इति भूय एव मा भगवान्विज्ञापयत्विति तथा सोम्येति होवाच ॥४॥

સત્‌ની ઇચ્છાવાળુ સત્‌જગ, આત્માવાળુ તે સત્ છે;
હે શ્વેતકેતુ ! સત્‌નો તું, તે તુજ આત્મા અવિગત છે. ૪

इति श्रीसामवेदीयछांदोग्योपनिषत्‌अष्टमप्रपाठकस्य नवमःखंडः
व्यासविरचित काव्यरसिकावली टीकासंयुता: सम्पूर्णम्

---

श्रीसामवेदीयछान्दोग्यपनिषत् अष्टमप्रपाठकस्य दशमःखंडः

इमाः सोम्य नद्यः पुरस्तात्प्राच्यः स्यन्दन्ते पश्चात्प्रतीच्यस्ताः समुद्रात्समुद्रमेवापियन्ति स समुद्र एव भवति ता यथा तत्र न विदुरियमहमस्मीयमहमस्मीति ॥१॥

(સુતો ઉઠી અન્ય ગામ જઇ, કહે છે હું ઘરથી આવ્યો;
પણ હું સત્‌થી આવ્યો ત્યમ કહેવા, નિદ્રાદિ ઉઠયો કયમ ના ફાવ્યો?)

—ત્યાં કહે છે—

જેમ નદી પૂર્વેની પૂર્વે, પશ્ચિમની પશ્ચિમ વહે છે,
તે સૌ જળ અબ્ધિથી ખેંચઇ, અબ્ધિમાં આવી રહે છે;
તે સમયે તે નદી નવ જાણે, હું ગંગા આ સરયુ નિર,
તેમજ સૌ સત્‌થી આવે પણ, અહ કહેવાની ધરે ન ધીર. ૧

एव मेव खलु सोम्येमाः सर्वाः प्रजाः सत आगम्य न विदुःसत आगच्छाम इति त इह व्याघ्रो वा सिंहो वा वृको वा वराहो वा कीटो वा पतङ्गो वा दंशो वा मशको वा यद्यद्भवन्ति तदाभवन्ति ॥२॥

સર્વ પ્રજા સત્‌થી આવી પણ, સત્‌થી આવ્યાં નવ જાણે;
પૂર્વે વ્યાઘ્ર સિંહાદી જે જીવ, તેજ પુનઃ યોનિ માણે. ૨

स य एषोऽणि मैतदात्म्य मिदꣳ सर्वं तत्सत्यꣳस आत्मा तत्त्वमसि श्वेतकेतो इति भूय एव मा भगवान् विज्ञापयत्विति तथा सोम्येति होवाच ॥३॥

સુક્ષ્મ તત્વ છે જે તેનું આ, આત્માવાળુ સૌ જગ સુત;
તું પણ શ્વેતકેતુ તે સત્ છે, અને આ સર્વે સત્ સંયૂત. ૩

इति श्रीसामवेदीयछांदोग्योपनिषत्षष्ठप्रपाठकस्य दशमखंडः
व्यासविरचित काव्यरसिकावली टीका सम्पूर्णम्

---

## श्रीसामवेदीयछान्दोग्योपनिषत्षष्ठप्रपाठकस्यएकादशखंडः
## काव्यरसिकावलि टीकासंयुताः

(જીવે તજેલું આ સૌ મરે છે. જીવ મરતો નથી તેની સમજ—)

કરે ઘાવ કો મહાતરૂ મૂળે, તદપિ નિર્જીવ થાય નહિ,
તરૂ મધ્યકે ટોચે ઘા કરે, સજીવ રહિ રસ દ્રવે સહિ;
જીવાત્માથી અનુવ્યાપ્ત તરૂ, ભૂ રસ જલ પી પુષ્ટ થયું,
રસે ગૃહ્યાથી હર્ષ પામતું, અત્યાનંદે સ્થિર રહ્યું. ૧

તરૂની શાખા તજે રસ જ્યારે, વિણુ રસ પીતાં ડાળાં સુકાય;
રસે ગ્રહ્યું તરૂ નવપલ્લવિત, તેમ જીવ છે અમર સદાય. ૨

જીવે તજ્યું તે સર્વ મરે છે, જીવ અમર અવિચ્છિન્ન સદા;
તે જીવાત્માવાળું સૌ જગ, સૌમ્ય, અસત્ય ન થાય કદા. ૩

इति श्रीसामवेदीयछान्दोग्यपनिषत् अष्टमप्रपाठकस्य एकादश: खंड: व्यास विरचित काव्य रसिकावली टीका सम्पूर्णम्

---

श्रीसामवेदीय छान्दोग्योपनिषत्अष्टमप्रपाठकस्य द्वादशःखंडः
व्यासविरचित काव्यरसिकावली टीकासंयूताः

(શ્વેતકેતુ બહારના વિષયમાં આસક્ત હોવાથી ગુરૂજ્ઞાનમાં શ્રદ્ધા કરવા પિતા ચરણ કહે છે શ્રદ્ધાવડેજ બ્રહ્મ વિષયનો નિશ્ચય થાય છે.)

પિતા કહે આ વટ વૃક્ષનું, એક ફલ મુજ પાસે લાવ,
લાવ્યો ફલ સુત, તદા ભાંગ્ય કહ્યું; તત્ક્ષણ ભાંગ્યું સૌમ્યે સાવ;
શું દેખે છે ? સુત તું એમાં; ઝીણા બીજને જોઉં પિતા,
ઝીણું એકજ બીજ લૈ ભાંગ્ય તું ? તવ ભાંગ્યું સુતેજ તદા,
હવે શું દેખે છે જ્યાં કહે, ત્યાં સુત કહે કૈં ના દેખું;
પિતા વદે હે સૌમ્ય ! એ અણુથી, આ સર્વેનું છે લેખું. ૧

જે સુક્ષ્મના નજરે દેખું, તેમાંથી આ વડ મોટો;
શ્રદ્ધા કરીને જો જાણે તો, સંશય જાશે સૌ ખોટો. ૨

તે અણિમાથી આ વિશ્વાત્મા, છે સત્યાત્મા, હે સુત ! જાણ;
તે સર્વાત્માનો તું પોતે, શ્રદ્ધાથી સર્વાત્મા માણ. ૩

इति श्रीछांदोग्योपनिषत् अष्टम प्रपाठकस्यद्वादश:खंडः काव्य रसिकावली टीका समेत सम्पूर्णम्

---

श्रीसामवेदीयछान्दोग्योपनिषद् अष्टम प्रपाठकस्य त्रयो दशः
खंडः व्यासविरचित काव्य रसिकावली टीका संयुता.

लवण मेत दुदकेऽवधायाथ मा प्रातरुपसीदथा इति स ह
तथा चकार तꣳ होवाच यद्दोषा लवण मुदकेऽवाधा अङ्ग
तदाहरेति तद्धावमृश्य न विवेद ॥१॥

વલણ કાંકરો જલ ઘટ નાંખી, નિશા વિતાવી આવ્ય ઉષઃ,
કહ્યું તેમ કરીને પ્રાતઃ આવ્યો, પિતા હૃદય પામ્યું તવ તુષ;
હે પુત્ર જે લુણ નિશાએ, નિરમાં નાંખ્યું તે તું લાવ?
તદા શોધ્યું પણ ના લાધ્યું, મળી ગયેલું જલમાં સાવ. ૧

यथा विलीन मेवांगस्यान्ता दाचामेति कथमिति लवण
मित्यभिमास्यै तदथ मोपसीदथा इति तद्ध तथा चकार
तच्छश्वत्संवर्तते तꣳहावाचात्र वावकिल मत्सोम्य न निभा-
लयसेऽत्रैव किलेति ॥२॥

જલમાં વિલય થવાથી હે સુત! લુણ સ્પર્શવા ના દેખાય,
કિન્તુ એક યત્ન કર હે અંગ! અચવન કર જીભે પેખાય;
ભર્યા ઘટેથી લઈ અંજુલી, આચમન કીધું સૌમ્ય જદા,
પુછયું પિતા કહે કેવું લાગે? ખારૂં છે સુત કહે તદા;
ઘટ મધ્યેથી ને નિચેથી, પિતા કહે છે પાન કરો?
આજ્ઞા પાલક પાન કરીને, સ્વાદ કહ્યો છે ખરે ખરો;
અચવેલા શેષ જલને ત્યાગી, હે સુત! મારી પાસે આવ?
આવ્યો સુત તવ કહે પિતાજી, જલે લુણ ત્યમ અંગ! આલું ભાવ;
નજરે જળમાં લુણ ના દેખે, ત્યમતુજમાં ના દેખે સત,
જીભવડે જળમાં લુણ જાણ્યું, ત્યમ યત્ને તું જાણીશ વ્યક્ત. ૨

स य एषोऽणिमैतदात्म्य मिद᳭ सर्वं तत्सत्य᳭ स आत्मा तत्वमसि श्वेतकेतो इति भूय एव मा भगवान् विज्ञापयत्विति तथा सोम्येति होवाच ॥३॥

તેજ અણિમા વિશ્વ વ્યાપ્તને, તે સત્ સર્વાત્મા નિત છે;
તું તે સત્નો છું ત્યમ રે'જે તેથી જગમાં તવ જીત છે. ૩

इति श्रीश्यामवेदीयछांदोग्योपनिषत्अष्टमप्रपाठकस्यत्रयोदशः खंडः काव्य रसिकावली टीका समेताः सम्पूर्णम्

---

श्री सामवेदीयछान्दोग्योपनिषद् अष्टमप्रपाठकस्य चतुर्दशः खंडः व्यासविरचित काव्यरसिकावली टीकासंयूताः

(હે પિતા ? જગત્નું મૂળ સત જે રીતે પ્રતિત થાય તે બતાવો ?)

यथा सोम्य पुरुषं गन्धारेभ्योऽभिनद्धाक्ष मानीय तं ततोऽतिजने विसृजेत्स यथा तत्र प्राङ्वा उदङ्वाऽधराङ्वा प्रत्यङ्वा प्रध्मायीताभिनद्धाक्षो विसृष्टः ॥१॥

નયન બાંધી ગંધાર દેશથી, કો નરને લાવ્યા મહાવન,
વળી હાથ બાંધી કોઇ તસ્કર, તે નરને મુકયો નિર્જન;
દિશા ભ્રમિત થયેલો તે નર, ચારે દિશા પોકાર કરે,
ગંધાર દેશથી કર ચખબાંધી, કોણુ આ વનમાં લાવ્યું અરે ? ૧.

तस्य यथाभिनहतं प्रमुच्य प्रब्रूयादेतां दिशं गन्धारा एतां दिशं व्रजेति स ग्रामाद्ग्रामं पृच्छन्पण्डितो मेधावी गन्धारानेवोपसंपद्येतैवमेवेहाऽऽचार्यवान्पुरुषो वेद तस्य तावदेव चिरं यावन्न विमोक्षेऽथ संपत्स्य इति ॥२॥

કરૂણાળુ કોઇ છોડી નયનકર, ગંધાર દિશાને દેખાડી,
નિશ્ચય કરી પડપુછ કરંતો, નિજ ગામે આવ્યો ચાલી;

તેમજ ગુરૂથી ગમ પામેલો, જગમૂળ સતને જાણે છે,
અવિદ્યાના બંધનથી છુટી, આત્મતત્ત્વ તે માણે છે. ૨

स य एषोऽणिमैतदात्म्य मिदꣳ सर्वं तत्सत्यꣳस आत्मा
तत्त्वमसि श्वेतकेतो इति भूय एव मा भगवान् विज्ञापय-
त्विति तथा सोम्येति होवाच ॥३॥

એજ અણિમા આવિશ્વાત્મા, જાણી લે સુત ! સત્ય સદા;
તું તે સતનો છું ત્યમ રે'જે, વિપરિત ગતિ નવ કરીશ કદા. ૩

इति श्रीसामवेदीयछान्दोग्यपनिषत्अष्टमप्रपाठकस्य चतुर्दशः
खंडः व्यासविरचित काव्यरसिकावली टीकासंपूर्णम्

---

श्रीसामवेदीयछान्दोग्यो निषत्अष्टमप्रपाठकस्यपंचदशःखंडः
व्यासविरचित काव्य सिकावलि टीकासं ताः

पुरुषꣳसोभ्योतो ता नं ज्ञातयः पर्युपासते जानासि मां
ज नास मा मिति तस्य यावन्न वाङ्मनसि संपद्यते मनः
प्राणे प्राण तेजसि तेजःपरस्यां देवतायां विज्जानात ॥१॥

હે સૌમ્ય ! માંદાને ઘેરી, પાસે બેશી સૌ પુછે,
ભાઈ મને તું જાણે છે કેઃ—તેમ કહી આંસુ લુંછે;
મનમાં વાચા લય પામીને, મન પ્રાણે, તેજે લય પ્રાણ,
તેજ મળ્યું ના પર દેવતમાં, ત્યાંસુધી ઓળખતો જન જાણ. ૧

अथ यदाऽस्य वाङ्मनसि संपद्यते मनः प्राणे प्र णतेजासे
तेजःपरस्यां वतायामथ न जानाति ॥२॥

વાણી મનમાં, મન પ્રાણમાં, પ્રાણ તેજે, પરદેવે તેજ,
મળી ગયું કે મૃતક પુતળું, ઓળખતું નવ આ-કે-એજ. ૨

स य एषोऽणिमैतदात्म्यमिदꣳ सर्वं तत्सत्यꣳ स आत्मा तत्त्वमसि श्वेतकेतो इति भूय एव मा भगवान् विज्ञापयत्विति तथा सोम्येति होवाच ॥३॥

એજ અણિમા, આ વિશ્વાત્મા. જાણી લે સુત સત્ય સદા;
તું તે સત્યનો છું ત્યમ રે'જે, વિપરિત ગતિ નવ કરીશ કદા. ૩

इति श्रीसामवेदीयछान्दोग्योपनिषत अष्टमप्रपाठकस्य पंचदशः खंडः व्यासविरचित काव्यरसिकावलि टीका संपूर्णम्.

---

श्री सामवेदीयछान्दोग्योपनिषत् अष्टमप्रपाठकस्यषोडशःखंडः
व्यासविरचित काव्यरसिकावली टीकासंयूताः

पुरुषꣳ सोम्योत हस्तगृहीतमानयन्त्यपहार्षीत्स्तेयमकार्षीत्परशुमस्मै तपतेति स यदि तस्य कर्ता भवति तत एवानृतमात्मानं कुरुते सोऽनृताभिसन्धोऽनृतेनाऽऽत्मानमन्तर्धाय परशुं तप्तं प्रति गृह्णाति स दह्यतेऽथ हन्यते ॥१॥

સુવા પછી કર્માનુ સારે, જે સુખ દુઃખની થાય ગતિ,
સત્ય અસત્યની કરી પરિક્ષા, બંધ, મોક્ષ પ્રભુ દીયે નકી;
રાજ અધિકારી પાસે લાવે, જેમ ચોરને તેમ અહીં,
ચોરી અચોરી પ્રકટ કરવા, તપ્ત પરશુ પકડાવે સહી;
મિથ્યા પ્રતિજ્ઞાવાળો જીવ તો, દાઝે છે પરશુ પકડી,
અઘોર નર્કના અગાધ અબ્ધે નાંખે છે બાંધી ઝકડી. ૧

अथ यदि तस्या कर्ता भवति तत एव सत्यमात्मानं कुरुते स सत्याभिसन्धः सत्येनाऽऽत्मानमन्तर्धाय परशुं तप्तं प्रति गृह्णाति स न दह्यतेऽथ मुच्यते ॥२॥

સત્યાવૃત સર્વાંગ કરીને, સત્ પ્રતિજ્ઞ પકડે પરશું;
તે નવ દાઝે, પરમાનંદ પામે, ભવ ભટકણુ ના રહે કશું,
સત્ પ્રતિજ્ઞ ને અસત્ પ્રતિજ્ઞક, ગતિ પામે જેવી જેવી;
તેમ અત્ર જ્ઞાતા, અજ્ઞાતા, પામે ગતિ નિજ ગુણ એવી. ૨

स यथा तत्र नादाह्येतै तदात्म्यमिदꣳसर्वं तत्सत्यꣳस आत्मा
तत्त्वमसि श्वेतकेतो इति तद्धास्य विजज्ञाविति विजज्ञाविति॥३

એજ અણિમા છે વિશ્વાત્મા, જાણી લે ! સુત સત્ય સદા;
સત્ય તણો તું છે ત્યમ રે'જે, વિપરિત ગતિ નવ કરીશ કદા. ૩

इति श्रीसामवेदीयछान्दोग्योपनिषत्षष्ठप्रपाठकस्य षोडशः
खंडः व्यासविरचित काव्यरसिकावली टीका सम्पूर्णम्

---

## અરે આ પીડ કોણ નિવેરે ?

### ધન્યાશ્રી.

કરડયું કટાક્ષ તેની, વેદના વેઠાયના;
મદનથી પીડાતી હુંનો, અંગ સંગ ચ્હાયના. કરડયું.
વાંકલડું ઝાંખી મને, સ્નેહ વહ્નિમાં નાખી;
મલ્યાને મારણહાર, ધિકાવી ધરાયના. કરડયું. ૧
રસની ભરેલી આંખ, રતનાળી કરી ઝાંખ;
મારી મને વણ વાંક, છેકરે ! દયાયના. કરડયું. ૨
ભુરકીની ભરેલ ભ્રુકુટ, મધ્ય છુપાં ખંજરવાં,
રાખો રમણેશ જો તો, કરશો કારી ઘાયના ? કરડયું. ૩
પ્રેમથી પીડાતી તેને, દુશમન દુરિજન;
કહેવું જે તે કહિ લે છે, હુંથી કહ્યું જાયના. કરડયું. ૪

કાળજુ કોરાણું તેની, કથા કોની આગે કહું;
વિરહ અંગાર ધિકે, વિણુ રાજ તે ઓલાયના. કરડયું. ૪
મોહન પ્રભુથી પરિરંભણુ, વિના આ પીડ,
ભગાવીન ભાગે, વળી વ્યાસથી ભગાયના. કરડયું ૫

---

## સખી પ્રતિ સખીની ઉકિત.

### ગરબી.

મધુવૃત મારગમાં સુજને મળ્યારે; રસિકડી કીધી મીઠી વાત.
મીઠડી મુકી અધુરી ચાલીયારે; શીધા મધુવનમાં સુસવાટ. ૧
પાછળ દોડી પણ થાકી પડીરે, કીધી ગલીયે આડા આંટ;
નજરે નજર ન પડતી એકનીરે, અધુરી સુણવા તન તપીજાત. ૨
મીઠા રસમાં ભાન ભુલી બધું રે, ફેંકી ફોડયું શિરનું માટ,
મહિડુ માટી સાથે મળી ગયું રે, સામે આવે સખીઓ સાત. ૩
તેણે હિતની વાતો બહુ કહીરે, સાંભળ સાહેલી સાક્ષાત્!
સુજને એક સખી કહે તે સમેરે, અલિ કયમ ઉઘાડુ ઉરગાત? ૪
જરા કંઇ સાવધ થાની સુંદરીરે, હમણાં પડશે કાળી રાત.
માટે ચાલ અમારી સાથમારે, ભય છે અબળા કેરી જાત. ૫
કહેની દરદ થયું શું તુજનેરે; આવડી અળસાતી અકળાત.
કાળો મણિધર તો ના ડશી ગયોરે; કહે કંઇ ઠોકરથી થૈ ઘાત. ૬
કારણ કાંઇ ન જડતું કારસુરે, કહિશું કોને જઇને વાત;
એવે લટકે લલિતા બોલતીરે, જુવો સૌ માથે મહિનું માટ. ૭
ફુટયું ઠોકર ખાતાં તે પડીરે, ઝખમથી ગભરાયે ખરેખાત;
રાખો સાસુડીનો ઘરે વણોરે, અમે સૌ જાણું.ઘરની વાત. ૮
મુકી ડર ચાલો અલબેલડીરે, કહિશું સાસુને મળી સાત;
જરાનહિં લઢશે જાણ્ય જસોમતીરે, એવું બોલી સરવે સાથ. ૯

તો પણ ઉત્તર મેં ના આપીયોરે, તપાસી મુજ તન મારી થાપ;
તેથી દરદ બધું જાણી ગઈરે, પીડતો વિરહતણો સંતાપ.૧૦
માંહો માંહ્ય કહે સૌ સુંદરીરે; મદન મળી છુટો પડીયો આપ;
મધુવન બાગે મોહન એ હશેરે, લાવી દૂર કરીયે પરીતાપ.૧૧
કાંતો મુકી ચાલો એકલીરે; બેઠી છો જયતિ પતિ જાપ;
હસતાં હંસા કહે છે તે સમેરે, આવ્યો અલબેલો ત્યાં આપ.૧૨
અંગે અંગ જરા અડકાડતાંરે, શુદ્ધિ આવી છે સુસવાટ;
પાણી મળતાં મ્હાલે માછલીરે, પતંગીયું જેમ દીપકની સાથ.૧૩
બચરડી ભેટયા બેઉ ભુજ ભેરવીરે, તજીયો વિરહ તણો ઉત્પાત;
આનંદ અવધિ કવિ કુળ શું કવેરે; જયતી વ્યાસ વ્રજાધીપજાપ.૧૪
પછીથી સર્વે સુખ પામ્યાં ઘણુંરે, મળી નિજ નિજ ગૃહચાલ્યાંસાથ;
ભવની ભાવટ સૌ ભાગી ગઈરે, કીધાં દર્શન તેં સાક્ષાત્.૧૫

---

## પ્રીતમ કે નયન મિલાવેકી પીડ !

(રાગ પરદેશી સૈયાનો.)

દીલ દેકે દીલદા ! દીલ ચુરા દુઃખદે રહા ? (૨) ટેક.
ભોંહ બાન એ હાથસો, સુધે ચુભે નિશાન;
ટેડી ગત યા બાનકી, નિશ્ચે લેગો પ્રાન. દીલ.૧
અજબ અનોખી રીતસેં, લગે નેંનકો બાન;
દુશ્મનકો દંડે નહીં, પ્રેમીકો લે પ્રાન. દીલ.૨
નેંન બાનકે ઘાવકો, લખે ન લહિયા કોય;
જાનત મારે સોઈકે, જાકે લાગી હોય. દીલ૩
રસિક રસીલે સાંવરે, મિલ હો સુભગ સુવેશ;
નિજ વ્યાસ તિહારી ચરમપેં, વારત જગ રાકેશ. દીલ.૪

---

## મિલે દિન વ્હે ગયે કેતે ?

ગઝલ—નહીં કુછ ચેન પરતાહે, બિના દેખે સૂરત તેરી;
ગીનો તુમ યાદ કરકેજી. મિલે દિન વ્હે ગયે કેતે ?
નમેરે કયોં ભયે હોજી, બિરહકી કોનસોં કહિયે;
દાહ દીલમેં અટલ ઉઠી, મિલે દિન વ્હે ગયે કેતે ?
સમજમેં બાત નહિ આતી. અવધ સબ હો ચુકી હેજી;
જનાર્દન હે ! જનાશ્રય હે ! મિલે દિન વ્હે ગયે કેતે ?
મદન મોહન મહેબુબજી, દૃગન બરખા બહેતી હય;
નાથ હે ! નંદકે લાલા, મિલે દીન વ્હે ગયે કેતે ?
દાસ યહ વ્યાસકી બતિયાં. હજુર દીલપેં ન લેતેહો,
સબબ કયા હૈ હમે તકસિર, મિલે દીન વ્હે ગયે કેતે ?

---

## શ્રીકૃષ્ણનુ વદન કાન્તિ ?

ચગેચપલાકીસી ચિત્તવન, દામિનીસી સદા ચમકે,
પરમ આનંદ દેતી હય, લટક સર્વાંગમે રમકે-૧
ભ્રુકૂટિ માર ધનુષાંસી, મકર કુંડલ રવિરાજે;
મુકુટકી જો લટક ઝુકી, કલાધરસી શિરે છાજે-૨
કુંચિત કેશાવલી બિથુરી, વદન પેં આય ઝુકતી હેં;
લસેહેં પંકતિ અલિકી, નિશાકર ઝાંય ફુકતી હેં-૩
સુભગ શુક નાસિકા મધ્યે, સજલ મુકતા લસે કેસા;
ઉરધ મુખસોં તપે તપસી, અધર રસ આશસેં જેસા-૪
કપોલનકી ગતિ કેસી, કનક સંપૂટસી સોહે;
હસન દશનાવલી ચમકે, વજ્ર કણુપાંતસી જો હેં-૫
ઠિક યહ ઠોડીમેં ઠહરા, અલિસુત આયકે કહાંસે !
વદન સરસિજકી લપટોં, ચુસેન ચલે ચુભે જહાંસે-૫
ચિબુક કુપમેં પરા દીલસો, કહો કયા વ્યાસજી કરના !
નિકાસે નાથ તબ નિકસે નહિં તર વ્હાં ડુબી મરના-૭

---

# श्री [illegible]ष्णाश्रयः

## રાગ-સારંગ.

सर्वं मार्गेषु नष्टेषु कलौच खल धर्मिणि ॥
पाखंड प्रचुरे लोके कृष्ण एव गति र्मम ॥१॥
સર્વ માર્ગનો નષ્ટ થયેથી, કલિખલ ધર્મનો ધારી છે;
પાખંડથી ભરપૂર લોકમાં, કૃષ્ણ તેજ ગતિ મારી છે. ૧

म्लेच्छा क्रांतेषु देशेषु पापैक निलये [illegible] च ॥
सत्पी[illegible] व्यग्र लोकेषु कृष्ण एव गति र्मम ॥२॥
મ્લેચ્છાક્રાંત આદેશ થયેથી, પાપપુંજ અતિ ભારી છે;
સાધુ પીડાથી વ્યગ્ર લોકમાં, કૃષ્ણ તેજ ગતિ મારી છે. ૨

गंगादि तर्थ वर्येषु दुष्टैरेवा वृताष्वि ॥
तिरो[illegible]ताधि देवेषु कृष्ण एव गति र्मम ॥३॥
ગંગાદિક અતિ શ્રેષ્ઠ તીર્થમાં, મૂર્ખજનો અધિકારી છે;
આધિ દૈવિક અંતર્ધ્યાનમાં, કૃષ્ણ તેજ ગતિ મારી છે. ૩

अहंकार वि[illegible]ढेषु सत्सु पापानुवर्तिषु ॥
लाभ पूजाथ यत्नेषु कृष्ण एव गति र्मम ॥४॥
પાપાનુંવર્તનથી સજ્જન પણ, મૂઢ અને અહુંકારી છે;
યત્ન શીલ સહુ લાભ પૂજામાં, કૃષ્ણ તેજ ગતિ મારી છે. ૪

अपरि ज्ञान नष्टेषु मंत्रेष्व व्रत योगिषु ॥
तिरोहितार्थ देवेषु कृष्ण एव गति र्मम ॥५॥
યોગી થયા વ્રત ટેક વિનાના, મંત્ર શક્તિ પણ હારી છે;
નાશ અર્થ ને ભાગ્યતણો ત્યાં, કૃષ્ણ તેજ ગતિ મારી છે. ૫

नाना वाद विनष्टेषु सर्व कर्म व्रतादिषु ॥
पाखंडैक प्रयत्नेषु कृष्ण एव गति र्मम ॥६॥
અનેક વાદથી ભ્રમિત કર્મમાં, વૃત્તિજનોની ભારી છે;
યત્ન એક પાખંડ તણો ત્યાં, કૃષ્ણ તેજ ગતિ મારી છે. ६

अजामिलादि दोषाणां नाशकोनुभवे स्थितः ॥
ज्ञापिताऽखिल माहात्म्यः कृष्ण एव गति र्मम ॥७॥
અજામિલાદિકની મલિનતા, જેણે કૃપાથી સંહારી છે;
મહાત્મ્ય સર્વના પ્રકટ કરતાં, કૃષ્ણ તેજ ગતિ મારી છે. ७

प्राकृताः सकलादेवा गणिता नंदकं बृहत् ॥
पूर्णानंदोहरि स्तस्मात्कृष्ण एव गति र्मम ॥८॥
પ્રાકૃત સર્વે દેવ મંડળી, ગણ્યો આનંદ દેનારી છે;
પૂર્ણાનંદના દાતા પ્રભુ તેથી, કૃષ્ણ તેજ ગતિ મારી છે. ८

विवेक धैर्य भक्त्यादि रहितस्य विशेषतः ॥
पापासक्तस्य दीनस्य कृष्ण एव गति र्मम ॥९॥
વિવેક ધૈર્યનો ધ્વંશ થયો છે, ભક્તિ પણ નહીં ધારી છે;
પાપાસક્ત અતિદીન જનો જોઇ, કૃષ્ણ તેજ ગતિ મારી છે. ९

सर्व सामर्थ्य सहितः सर्वत्रैवाखिलार्थ कृत् ॥
शरणस्थ समुद्धारं कृष्ण विज्ञापयाम्यहं ॥१०॥
સર્વ સામર્થ્ય સહિત દયાલુ, સર્વ અર્થ કરનારાને;
શરણાંગતના ઉદ્ધાર કરતા, જણાવું છું પ્રભુ મારાને. १०

कृष्णाश्रयमिदं स्तोत्रं यः पठेत्कृष्ण सन्निधौ ॥
तस्याश्रयो भवेत्कृष्ण पतिश्री वल्लभो ब्रवीत् ॥११॥
કૃષ્ણાશ્રય આસ્તોત્ર તણો જે, પાઠ કરે પ્રભુ પાસે જાય;
શ્રીમદ્ વલ્લભ એમ કહે છે. કૃષ્ણ તણો તેને આશ્રય થાય. ११

## શ્રીભગવન્નામમાલા-શરણાષ્ટપદી ૧

– રાગ નરસિંહ મહેતાની લાવણીનો. – સારંગ

હે કેશવ ! હે કૃષ્ણ કૃપાળુ ! દીન બંધુ છો બહુ નામી;
દયા વિચારી દર્શન આપો, શરણ પડયો છું શીરનામી ટેક. ૧

હે બલવંત ! બલદાઉ વિરા, વરદરાજ હે વનમાલી !
સર્વેશ્વર કમલાવર કલ્કિ, લલિત ત્રિભંગ મરદનકાલી;
રાધાવલ્લભ તુલસીવલ્લભ, નંદ સુવન અક્ષર ધામી;
દયા વિચારી દર્શન આપો, શરણ પડયો છું શીરનામી. ૨
અનંત અતિ ગંભિર અનુપમ, અધમોદ્ધારણ વ્રજજીવન;
અનાથ બંધુ કરણાસિંધુ, રસ સાગર હે ગોવર્ધન !
પતિત પાવન ભક્ત નિભાવન, હરિ વિઠ્ઠલ ગરૂડાગામી;
દયા વિચારી દર્શન આપો, શરણ પડયો છું શીરનામી. ૩
ઋષિકેશ રાસેશ રસિકવર, મધુરોત્તમ શ્રીકમલનેન;
લાવણ્યભિરામ રમણેશ, કોટિકંદર્પ દર્પહર સિદ્ધિદેન;
સર્વ શક્તિ સર્વાધિક સુંદર, જગદીશ જનાર્દન જગસ્વામિ;
દયા વિચારી દર્શન આપો, શરણ પડયો છું શીરનામી ૧ ૪
મદનમોહન મદસુદન માધવા, મહાપ્રભુ મોરલીધર નાથ;
પરમ દયાલ વિઠ્ઠલ પુરૂષોત્તમ, રમણ પ્રેષ્ઠ શ્રીરાધા સાથ;
દામોદર ભગવંત ગદાધર, ગુણનિધાન ગોકુલગામી;
દયા વિચારી દર્શન આપો, શરણ પડયો છું શીરનામી ૧ ૫
ગોસ્વામિ શ્રીગિરિધર ગોવિંદ, ગોકુલનાથે કીધા ન્યાલ,
શ્રીરઘુપતિ યદુપતિ ઘનશામલ વ્યાસ વંદતો સાતેલાલ;
શ્રીવલ્લભના વંશતણેરો, હું સેવક એ મુજ સ્વામિ,
દયા વિચારી દર્શન આપો, શરણ પડયો છું શિરનામી. ૬

કમલાપતિ રતિ નાયક શ્રીપતિ, નરપતિ સુરપતિ શ્રીમથુરેશ;
શ્રીવિઠ્ઠલેશ દ્વારકેશ શ્રીગોકુલ-નાથ ચંદ્રમા શ્રીમદનેશ;
બાલકૃષ્ણ કલ્યાણ મુકુંદ, નવનીત પ્રિયે પુરણકામી;
દયા વિચારી દર્શન આપો, શરણ પડયો છું શીરનામી ! ૭
મથુરાકૃત શ્રીનટવર શામલ, ગિરિરાજ ગોવર્ધન નાથ !
ગોવિંદસુત ગુરૂદેવકી નંદન, તત્સુત સોહે વલ્લભ સાથ;
સર્વેશ્વર છો સર્વ સ્વતંત્ર, દીન વ્યાસના છો સ્વામિ;
દયા વિચારી દર્શન આપો, શરણ પડયો છું શીરનામી ! ૮

---

## ગોરી–રાગ.

### સખી પ્રતિઉક્તિ.

મોતી ઉર્ધ્વમુખે તપસી સમ, અધરામૃત અર્થે તપતું,
તિમ વૃત તેનું જોઇ ધીરજ, છુટી અંતર અધિર થતું. ૧
લાવણ્યકોટી કન્દર્પ શું આનન, તે પર મુરલી નાદ કરે;
લલિત લાસ્યકળા સિખંડ શિર, જોતાં મનનો માર મરે. ૨
હરખ વદ્યો જે હંસ સુતા તટ, અદ્દભુત ગતિના વરણી જાય;
રિઝ શ્રુતિપર લઇ રૂપ દ્વય, તરણિ બેઠા સુઘર સુભાય. ૩
જીવન ધન્ય સકલ વ્રજ જનનું, શ્યામ સંગ ભીજે રસરંગ;
વદન મદન મોહનનું નિરખી, અનુદિન ઉરમાં ભરે ઉમંગ. ૪
નન્દસુનુ પ્રિયા પદ રજ લાભી, તેને પરવા શું બીજી ?
દાસી ભાવે ઝીલી અચળ રસ, એ રસમાં રહે છે ભીજી. ૫
સદા કૃપા તવ ચિન્તવન કરતાં, મુકતાધર શુભ સુખ આપે;
મહાનુભાવ હે કલ્પલતા ! મુજ તુજથી પરમાનન્દ વ્યાપે. ૬
હે સખી ! શણગાર સમય, લાડિલી વર જોયા જે તેહ;
તાના દિમ તત તાથેઇ કરતા, વ્યાસે અંતર પૂર્યા એહ. ૭

---

## શ્રીવૈશ્વાનરસ્તુતિ—સારંગ.

મોહ લોભ મદ મત્સર નાશક, હે અલૌકિક કૃષ્ણાનન !
તીલક તૈલંગકુળતણા આપ હે ! મમાચાર્ય હે લક્ષ્મણનંદ !
લાજ સર્વ વિધ રાખો નિજની, મહોદાર શ્યામલ વરણે;
લલિત ધીર ઉદાર દયાલ અદયદા હું છું તવ શરણે. ૧
હરિ રસમત્ત કરી રસ પાતા, શ્રીભાગવત રસ ભાવાબ્ધિ;
રિઝો છો એક દીનતા બળથી, અતિ કરૂણ હે અનુરાગી !
જીવન ધન વૈશ્વાનરમૂર્તી, રહુ અવલંબી તવ ચરણે;
વરદરાજ હે વેદ પારંગત ! નિજાનંદ છું તવ શરણે. ૨
નયનાગ્રે મધુરી દૃષ્ટિથી, નિજ જન અપાર અઘ ટાળક;
દાસી કૃષ્ણ પ્રિયાપદ રજની, કરવા મેધાના વાળક;
સત્ય પ્રતિજ્ઞને જે જીવ સોંપ્યા, તે તે માન્યા ગિરિધરણે;
જીવિતેશ હે ! વ્યાસ શિરોમણિ, કલત્રસહ છું તવ શરણે. ૩

## ભક્ત સ્તુતિ—યથારૂચિ રાગ.

મોભાદારી મહાનુભાવમાં, ભોગવતા હેમમ બંધુ ?
તિરોહિત તવ હૃદય થકી હું કેમ થયો સમજુ સંધું. ૧
લાગ્યું ના ચિત રૂક્ષ હું જેથી, ઉદાસ વધી તેથી તજીયો;
લલિત લાડિલે વળી વિચારી, એ બળથી સાંપ્રત ભજીયો. ૨
હવે હરખ વધારી હૈયે રાખી હરિરસને પાજો;
રિસ કરી કોઈ વાતે મુજ પર, જરા નહિ જુદા થાજો. ૩
જીગરદાનીને વસવા લાયક, ઉર પ્રદેશ મારો કરજો;
વર વિઠ્ઠલ ગિરિધર પધરાવી, પછી ઘટે ત્યાં જઈ ફરજો. ૪
નથી નમ્ર બુધ્ધિ ચતુરાઈ, કામ કળા કૌશલ્ય નથી;
દામોદર તુવ કૃપા શરણબલ, નિજ સુખ દેશો મને નકી. ૫
સફલ મનોરથ સિધ્ધ થાવ ! વળી નાથ કૃપામૃત ને આપો ?
જીવાન્ત વ્યાસ ભાઈલાલ વદે, એ પરમાનંદ મુજ ઉર સ્થાપો. ૬

## ગોરી.

મોટી હોળી હૈયે ભડભડ, સળગે પણ ક્યાં કહું કથા;
તિરછાં કટાક્ષ બાણે વીંધી નાંખી તેની જુલમ વ્યથા. ૧
લાગ મળે તો લાડકડાને, બે ભુજમાં ભીડી બાંધું;
લટકાવી મુજ હૃદય સદનમાં, સઘળા દાવ પછી સાધું. ૨
હરિરસ છાકી તને મળે તો, તું પણ બનતું ત્યાં કરજે;
રસિ વયસ્યા કેરી વાળી, મુજને ઠારીને ઠરજે. ૩
જીત તણા ડંકા વગડાવા, સહાયક તું બનજે મારી;
વખત તારી જે વારે આવે, તે ઘડીએ હું છું ત્હારી. ૪
નન્દ નન્દન અલબેલો નવેલો, છેલ ચિકનીયો થઇ ફરે;
હાસલડાં જાણી દીન ઉપર, મરજી પ્રમાણે સર્વ કરે. ૫
સખી સયાણી સર્વે વાતો, સાનિધ્ય વિણ કયમ કરી શકું;
જીગર નિચોવા સામી આવે, મુગ્ધામાં તે સમે ખપું. ૬
મહા રસઘેલી તું છે નવેલી, નવલલાલથી કરે કલોલ;
હે સદ્રિચી ! મદઘેલા વરને, કહેતી રહેજે ઘટતા બોલ. ૭
તારી પાસે રહે રાંકડો બધે ફાંકડો ફક્કડ થાય;
જીણી વાતો કહેવા જઉં તો, વ્યાસ તણી વાણી બંધાય. ૮

## શ્રીસ્વામિનીજીનું સુખદ સ્વરૂપ ?

॥ રાગ નરસઈની લાવણીનો ॥

રૂપગુણ નિધાન શ્રીરાધા, નિરખો નેનાં ભરી ભરી;
રસીક જનોની અમૃત દ્રષ્ટિ, આ છબી જોતાં જાય ઠરી. ૧
મહા મુલની લીલી સાડી, ગોરા અંગ ઉપર રાજે;
જાણે નિલમણિ સદન મધ્યમાં, જ્યોતિ અખંડ બની આજે, ૨
વેંણી મનહર ત્રયરસ જાણે, કૈં કેતુ કયાં રાહુ જાણુ;
ફણીમણી ચાલી હેમગિરિસંગ, શશી મુખ આહ્લકીયો નિર્વાણુ. ૩

સુંદર સેંથે મુક્તાસર લટકત, કંપત ઉપમા આવ એક;
જાણે તારાગણ સર્વે મળી, રજનિરાજને ઘેરી લેત. ૪
રશિકણ નાશા ભાલ મધ્ય જાણે, સિંદૂર બિંદુ સુખર બિરાજ;
જાણે અંતુર પ્રશુન આરચું એક, મદન જીતીને ઇન્દુરાજ. ૫
ઉધ જુંસરી કરણ ચકક્રચ, ભ્રૂવ સંકેત મૃગ નેનજી;
જાણે તિલક લગામ લઈ કર, શશીરથ બેઠો સારથી મેન. ૬
પિક ભરેલું સુઘર સચિકણ કપોલ ઉપમા શું કહિએ;
જાણે શંખ, શશીથી કરી ભિરૂતા, અનુજ માન હરે સાહએ. ૭
નાજુક નાકે વેશર મોતી, વરણન કરતાં આવે લાજ;
જાણે શુક દાડમ ફૂલ ફોડયું, તેનું બીજ એક ચાંચ બિરાજ. ૮
રચના દંત સુધારસ સંયુત, અધર મધ્ય શું વ્યાસ કવે!
અધ ખુલી છીપે મુક્તા પંક્તિ, તેમ રૂપનિધી દંત શવે. ૯
શ્રીભખુભાન સુતા હડપચીએ, શામલ બિંદુ રાજે એક;
શાળીગ્રામ કનક સંપૂટ કરી, ઢાંકણ ઢાંકવું છાંડયું છેક. ૧૦
કીર સરીખા કંઠે કંઠશળી, અનુપમ પણ ઉપમા દઈએ;
જાણે હેમમુર્તી ગંગાતટ નિકટ દીપ પંક્તિ સજીએ. ૧૧
કંરિ શુંડશા કરને બાહું, લટકી ફોંદનાં ઝુલતાં જેહ;
જાણે કલ્પ વૃક્ષ ડાળી ગૃહી, ઝુલત બાળ મયૂરશાં લેહ. ૧૨
મદન માન હરણિ છાતીપર, શોભે શ્વેત છીપનો હાર;
જાણે શંકર પરસિ સૂરસરી, ગિરિ થૈ ચાલે ભુવ દ્વૈધાર. ૧૩
ચુનિગણ મધ્યે ચોકી નગ, ઉદય થયું તે ઉપમાદેત;
જાણે ચંદ્ર અવનિ આવ્યો જોઈ, ઇન્દ્ર વધુ મિલ ઘેરી લેત. ૧૪
ચતુરા અંગે ચોલી ચારૂ, તે રસ લહેરે જાય સખી;
મન્મથ ભયથી શભુ જાણે, દ્વૈરૂપ લઈને છુપ્યા નકી. ૧૫
કટી કસી બાંધ્યો લ્હેંઘો કેશરી, અતિ વિનોદે વ્હાલ ધરી;
મનહરતા જોતાં લ્હેંઘાની, જાણે હરખિ ઘુમાય હરિ ૧૬

કુંદકલીસમ કટી મેખળા જાણે દર્પક દ્વારે [illegible];
પૃથુ નિતંબની સુખમા જોતાં રાસ રસિકો બનતા [illegible]. ૧૭
યુગ જંગાની લ્હેકન લચકે, એવી લલિત સુભાસ [illegible];
જાણે મદન ઘટ મેંડ ટપીને, રસ ગતિ ગજવર જાણ નહી. ૧૮
કમલાશા ચરણે નેવર ઘુઘરૂ તેની ઉપમાં, એક નવીન;
મધુરનાદ મધુકર ત્યાં કરતા, આનંદરસમાં બનતા લીન. ૧૯
આ સુખ જોતાં એક સહચરી—આવી કહે પ્રભુ તુજ સુખ કાજ;
વૃન્દાવનમાં રાહ જુવે છે, ચાલ વાર નવ કરતું આજ. ૨૦
સખી વચનને સુણી સચાણું, શ્રીરાધા ચાલ્યાં રસ રંગ;
ગોવિંદ સુત ગુરૂ દેવકી નંદન, પૂર્ણ કૃપાથી વ્યાસ ઉમંગ. ૨૧

સારંગ.

મોટા મનની જાણીતી મ્હેં, તેથી તુજ પાસે આવી;
તિખાં વણુ અંતર સોહાગમદ, જોતાં જરીયે ના ફાવી. ૧
લાડકડી તું લલિત લાલની, બની ગઈ તે બની રહો !
લટકીલી લવંગ લતા કુંજોમાં, ભેટી ભર્તા ભેદ લહો. ૨
હરિપ્રિયાનન પદ્મ પરાગ રસ, લેતાં તુજને યાદ કરો;
રિઝીને ઉપરથી ખીઝી, રસ તુજમાં મુજ કાજ ભરો. ૩
જીણી જીગરની સર્વે વાતો, દાન માનાદિ તણી કરો;
વર વિશ્વાસ જે રાસ રમણ ત્યાં, તુવ ગલ ભુજ દે રસિક ફરો. ૪
નખક્ષત ચારૂ ચતુરા તુજને, ભરી પયોધર કંજ ગ્રહો;
દાબી અધર કપોલ પીક છાપો, ઉદરગિરિપર પોઢી રહો. ૫
સરસ સમર સંગ્રામ ઝીતીને, સકલ ગાત્ર બેહાલ કરો;
મદન માનહર તુવ રસ લેતાં, મમદૃગ્ સાથે સુફલ કરો. ૬
હે વલ્લભ ! વિઠ્ઠલ શ્રીગિરિધર ! ! હે ગોવિન્દસુત ગુરૂ સુખ કન્દ !
તારો વ્યાસ માતરનો વાશી, યાચે અનુદિન પરમાનન્દ. ૭

## જોબન ?

(રાગ—પરદેશી સૈંયાનો)

જરૂર જશેજી રંગ પતંગી જોબનું (૨)

જોબન રંગ ઝાંખો થશે, તૃષ્ણા ન ઝાંખી જાણ;
ભક્તિ વિણ ત્રૈભુવનમાં, પામો ન પદ નિર્વાણ. જરૂર—૧
રંગ પતંગી ખૂબીયો, ખલકે ખૂબ જણાય;
સમજ્યા વિણ અભિમાનને, ચકરે ચઢે ઘણાય. જરૂર—૨
જોબન ચંદ તન નભ વિષે, ચાર દિના ચમકાય;
વસમિ કંઇ વ્યાધિ થતાં, ફિકો થઈ વિખરાય. જરૂર—૩
જોબન કેરા જોસમાં, તજે ધર્મનું તત્ત્વ;
મુરખ નિન્દાએ ચઢી, બાળે ભક્તિ સત્ત્વ. જરૂર—૪
જોબનમાં જુઠું વદી, જગવે ઝાઝા રંગ;
બોલેલું પળમાં ફરે, મળે ન માંહે ઢંગ. જરૂર—૫
મરતી વેળા પાપીયો, મનથી બહુ પસ્તાય;
કીધાં કર્મ નજરે તરે, મહામહા દુ:ખીયો થાય. જરૂર—૬
પકડે કાળ એક પલકમાં, ત્યાં નહિં જોબન જોર;
હજુર હિસાબો માગતાં, તનના ઉતરે તૉર. જરૂર—૭
મનમાં ભરેલી વાસના, મરણ સમયમાં તેહ;
સુક્ષ્મ શરીરની સાથમાં, ફરતી ચાલે એહ. જરૂર—૮
અશુદ્ધ અંતર જ્યાં લગી, અવિનાશી ના ઓળખાય;
નિર્મળ તકલે ન્યાળતાં, રૂપ સરસ દરશાય. જરૂર—૯
અંજાશો ના જોબને, સત્સંગે લ્યો લ્હાણ;
મનની ટળે મલિનતા, પામે પદ નિર્વાણ. જરૂર—૧૦
કૃષ્ણ કૃપા વિણ જગતમાં, જીવ્યું સરવે ફોક;
અવર ઉપાધિ વ્યાસજી, ઝાનમમાં જઇ ઝોક. જરૂર—૧૧

## શ્રીકૃષ્ણ શું કારીગરી, ત્હારી અજબ દેખાય છે ?

### ગઝલ.

જ્યાં જોઉં ત્યાં જુદું દીસે, ના લેખપર લેખાય તે;
ગંભીર સિન્ધુને વિષે, મીઠી લહર વહી જાય છે;
શ્રુતિ વેદ શંકર શું કરે, મોહની રૂપે મોહાય તે;
શ્રીકૃષ્ણ શું કારીગરી, ત્હારી અજબ દેખાય છે ? ૧
કાયદો ફિરતાર ત્હારો, નિયમસર નિત ચાલતો;
નભ ચંદ રવિ આધીન થૈ, ત્હારા હુકમને પાળતો;
આકાશમાં અદ્ધર તપે, ના લોકમાં લેવાય તે;
શ્રીકૃષ્ણ શું કારીગરી, ત્હારી અજબ દેખાય છે ? ૨
નાંખી નજર જોતાં અમો, ના નિર નભમાં કૈં દીઠું;
ક્યાંથી ગગન દદડાવતું, જોતાં મધુર બહુ મીઠું;
કો રેડતો કેવી રીતે, સઘળી ભૂમી ભીંજાય છે;
શ્રીકૃષ્ણ શું કારીગરી, ત્હારી અજબ દેખાય છે ? ૩
કણ એક વાવી કોટી વિણું, ના ખુબી ખોળાય તે;
ચમકે ઝુલાવે પૃથ્વી તે, પળમાં પુરા થૈ જાય છે;
અનંત કોટી જીવ ઝીણા, કોણ કવિથી કથાય તે;
શ્રીકૃષ્ણ શું કારીગરી, ત્હારી અજબ દેખાય છે ? ૪
અજબ લીલા. અજબ ક્રીડા, અજબનો તું અજબ છે;
પણ વ્યાસ ભઈલાના પરે, ત્હારો અહા ! શું ગજબ છે;
વિરહે ઝુરણ્યાથી તપે, બહુ વાણીમાં વલખાય છે;
શ્રીકૃષ્ણ શું કારીગરી, ત્હારી અજબ દેખાય છે ? ૫






# પુસ્તક મળવાનું ઠેકાણું.

(૧) મુખ્યાજી ભાઇલાલ છગનલાલ વ્યાસ
ઠે. મહાદેવપોળ મુ. માતર જી. ખેડા.

(૨) દેસાઈ લલ્લુભાઇ છગનલાલ
ઠે. રીચીરોડ મુ. અમદાવાદ.

(૩) ચુનીલાલ કૃષ્ણારામ પંડિત
ઠે. મોટા મંદિર ભુલેશ્વર-મુંબાઈ.

(૪) પુષ્ટિમાર્ગીય પુસ્તકાલય
મું. નડીયાદ જી. ખેડા.

(૫) પુષ્ટિમાર્ગીય પુસ્તકાલય
તુલસીદાસ લલ્લુભાઇ મું. ધંધુકા.

(૬) શા. નગીનદાસ જમનાદાસ
ઠે. કાપડ બજાર-મુ. નવસારી.

(૭) શા. જગજીવનદાસ નરભુદાસ
ઠે. ગાંધી ફળીયા-મુ. બોરસદ.

---

આ પુસ્તકના ૧થી ૮૦ સુધીના પેજ "સુરત સીટી" પ્રી. પ્રેસમાં વજેસીંગ માનસીંગ ઠાકોરે છાપ્યા, અને ૮૧થી૧૫૨ સુધીના પેજ, અર્પણ પત્રિકા, ગ્રંથોપદ્ધાર વીગેરે શ્રી "શંકર" પ્રી. પ્રેસમાં નારાયણરાવ લક્ષ્મણરાવ નીકમે છાપ્યાં.
ઠે. ચૌટાબ્રીજ ટાંકી પાસે-સુરત.


